'ગુજરાત-ટાઇમ્સ''ની સને ૧૯૪૩ ની ભેટ

# પ્રેરણા

લેખક: બી. પ્રબોધ મહેતા

नेशनल वॉर फ्रन्ट

खेडा डिस्ट्रिक्ट—आणंद.

रावसाहेब डाह्याभाई शंकरभाइ पटेल
बी. ए. एलएल. बी.



श्री० मोतीभाई बावाजीभाइ पटेल—जटाला (बारसद)
तालुका लीडर

मा० अे. यु वोरा, बी. अे, ऑर्गनाइझींग

ऑफीस—दयानी निवास, स्टेशनरोड-आणंद.

# જાહેર ખબર

લડાઇના સંજોગોમાં આપના કુટુમ્બને ક્યાં વસાવશો ? અગર તો આપની વધારાની મુડીને ક્યાં રોકશો ? **સરદારગઢ** આપને હાર્દિક આમંત્રણ આપે છે. સરદારગઢમાં હુસેનપરા તથા સામતપરામાં સુંદર અને સસ્તા જમીનના મોટા તથા નાના પ્લોટો પાડવામાં આવેલ છે. આબોહવા ઘણીજ સરસ છે. તંદુરસ્તી માટે ઉત્તમ સ્થળ છે. ગામડાની શાંતી અને શહેરોની સગવડતા આંહી મળે તેમ છે.

**સરદારગઢ** માણાવદર સ્ટેશનથી ફકત સાત માઈલ છે. બાંટવાથી ધોરાજી જવા માટે ખટારા સરવીસ આંહીથી બે વખત પસાર થાય છે. મુમતાઝ-સાગર પાણીની તમામ મુશ્કેલીઓ દુર કરે છે. લડાઇની અસાધારણ મોંઘવારી દુર થયા બાદ વીજળીક રોશની પુરી પાડવાની યોજના અમલમાં મુકાવાની છે. તે ઉપરાંત દરરોજની જરૂરીયાતો પુરી પાડનાર પોસ્ટ-ઓફીસ, તાર-ઓફીસ, દવાખાનું, ઈંગ્લીશ-કંપોઝીટ સ્કુલ, કન્યાશાળા, મદ્રેસો, પબ્લીક લાયબ્રેરી અને ફુટબોલ તથા ટેનીસ કલબ વીગેરે ઉત્તમ સગવડો છે. પ્રસુતિગૃહ માટે પણ યોજના તયાર થઈ રહી છે. જીનીંગ ફેકટરીની વ્યવસ્થા સારી હોવાથી વેપારીઓને વેપાર માટે ઘણીજ સગવડતા મળે છે.

હિન્દુ-મુસ્લીમ એખલાસ માટે **સરદારગઢ** કાઠીયાવાડને ઘણોજ સુંદર દાખલો પુરો પાડી શકે તેમ છે. હાલના અશાંત વાતાવરણમાં **સરદારગઢ** તેમજ ગામડાઓમાં પોલીસ બંદોબસ્ત એટલો સંગીન છે કે સરદારગઢની વસ્તી આવા ભયથી તદન મુકત છે. શ્રીમંત વેપારીઓ **સરદારગઢમાં** વસે છે. તેમજ વેપારી વર્ગને વેપાર માટે નાણાંની સગવડતા પ્રમાણમાં આપવામાં આવે છે.

સારા પ્લોટો મેળવવામાં માટે આ સગવડનો લાભ તુરત ઉઠાવવા આપને નિમંત્રણ છે. વિશેષ હકીકત માટે લખો યા મળોઃ—

**મુ. સરદારગઢ**

તા. ૧-૨-૪૩

**પર્સનલ આસીસ્ટંટ**

ટુ ધી સરદારગઢ તાલુકા, સરદારગઢ

(કાઠિઆવાડ)

અખિલ હિંદ આયુર્વેદ મહાસભાના લાહોરની બેઠકના પ્રમુખ અને ગોંડળ વગેરે સ્ટેટોના રાજવૈદ્ય

## વૈદ્યરાજ જીવરામ કાળીદાસ શાસ્ત્રીજી

ની માલીકી નીચે ચાલતું જગવિખ્યાત દેશી દવાઓ

—બનાવનારૂં કારખાનું—

# રસશાળા ઔષધાશ્રમ

ગોંડલ, કાઠીયાવાડ.

આ કારખાનું ૩૪ વર્ષ થયાં ચાલે છે. ભસ્મ, રસ, રસાયણ, ગોળી, ચુરણ, સત્વ, અવલેહ, અ સત્વ તથા પેટંટ વગેરે બનાવટની બે હજાર જાતની દર વર્ષે લાખો રૂપીઆની દવાઓ બનાવે છે અને વેચે છે.

આ કારખાનામાં છાણાંની દેશી ભઠ્ઠીઓમાં દવાઓ પકવાય છે. ઘુંટવાનું, ગોળી બનાવવાનું તથા બીજાં બધાં કામ હાથથીજ થાય છે. એક પણ ક્રિયા મશીનથી કરવામાં આવતી નથી. કેટલોગ મફત. મુંબઈ, અમદાવાદ, મદ્રાસ, કલકત્તા, કરાંચી વગેરે નાના મોટા શહેરોમાં એજન્સીઓ રાખવા ઇચ્છનારે ગોંડળ પત્રવહેવાર કરવો.

### સુવર્ણ વસંતમાલતી

છાતી, ફેફસાં, મગજ, આંતરડાંને નીરોગી કરી બળવાન પુષ્ટ કરે છે. તોલા ૧ ના રૂા. ૧૫) પંદર અને ૨૫) પચીસ.

જો તમો કોઈ નબળા પોચા જીગરના માણસને મળો કે જે આપણી હારોથી અકળાઇ ગયો હોય અને જેને કાળા વાદળાંઓ વચ્ચે એક પણ રૂપેરી કિરણ નજરે પડતું ન હોય તો તેને યાદ આપજો કે આપણે એકલા લડતા નથી. દુનિયાની ૨૯ પ્રજાઓ આપણી સાથે રહીને લડે છે. તેઓની શકિત અપાર છે. બ્રિટન અને અમેરીકા હજારોની સંખ્યામાં વિમાનો બનાવે છે, અને જુદી જુદી સરહદો પર તે મોકલી આપે છે. વધુમાં તેને કહેજો કે રશિયા, બ્રિટન, અમેરિકા અને ચીનમાં લાખો લોકો એવા છે કે જેઓ કદી પણ હાર કબુલ કરે તેવા નથી હાલમાં આપણે માથે કાળાં વાદળાંઓ ઘેરાયેલાં હશે, પણ જેઓ દૂર જોઇ શકે છે તેઓ તો હિટલરને હેઠો પાડવાને માટે પૂરા આશાવાદી છેજ

આપનો ઉદ્ધાર

# શ્રી હિન્દુ અનાથ

આ અનાથાશ્રમમાં લગભગ ૨૦૦ અનાથોને રહેવા, ખાવા પીવા તથા ભણાવવાની અને ઉદ્યોગો શીખવવાની સગવડ મફત અપાય છે અને એ માટેનું ગયા વર્ષનું— સં. ૧૯૯૮-નું વાર્ષિક ખર્ચ રૂ ૩૪૦૦૦ હતું. ચાલુ સાલની અસહ્ય મોંઘવારી જોતાં તે ખર્ચ રૂ. ૫૦૦૦૦) તો થશેજ. અને દિવસે દિવસે અનાથોની સંખ્યા વધતીજ જાય છે એટલે કદાચ વધારે પણ થાય.

સંસ્થાની કાયમી ઉપજ રૂ. ૧૧૦૦૦ ફકત છે. એનો અર્થ એ કે સંસ્થાને આ વર્ષે રૂ. ૪૦૦૦૦ જોઈએ. નિયમિત અને પરચુરણ મળતાં દાન વર્ષે દશથી બાર હજાર હોય છે એ હિસાબે પણ આ ભયંકર મોંઘવારીના વર્ષમાં રૂ. ત્રીસ હજાર તુટશે એટલે કે આશ્રમનાં કાયમી ફન્ડો વર્ષ આખરે ઘટી જશે અને એવું ત્રણ ચાર વર્ષ મોંઘવારીને લીધે ચલાવવું પડે તો આશ્રમની કાયમી ને સ્થાયી મીલકત પુરી થઈ જાય. છેવટે આશ્રમ બંધ થવા વખત આવે.

પણ ઈશ્વરમાં હજુ અમે શ્રદ્ધા ખોઈ બેઠા નથી. તે પરમ દયાળુ આપ સજ્જનોના હૃદયમાં

## હાથ લંબાવો!

# આશ્રમ, નડીઆદ.

વસશે ને આપ ઉદાર સજ્જનો જરૂરી મદદ આપી, આશ્રમને મોંઘવારીના ખપ્પરમાં હોમાતું બચાવશોજ એવી આશા વધુ પડતી નથી.

રૂ. ૩૦૦૦૦) આ વર્ષે સં. ૧૯૯૯ માં વધારે જોઇએ એટલે કે એક સજ્જન એક સો રૂપીઆ આપે એવા ૩૦૦ સજ્જનો અમારી વિનંતી ઉરમાં લે અને દરેક રૂ. ૧૦૦) આશ્રમને આપે તો આ વર્ષ તો નીકળી જાય.

આપ રૂ. ૧૦૦) આપવા અને ચાલુ સાલના અનાથ રક્ષક થવા આપનો ઉદાર હાથ લંબાવો અને અનાથોને બચાવી આશીષ મેળવો.

આપની સહાયતાનો
અભિલાષી

R M. Desai

મંત્રી,
હિન્દુ અનાથાશ્રમ, નડીઆદ.

આ લડાઇ જેમાં નાઝીઓ અને ફાસીસ્ટોએ દુનિયાની સુલેહશાન્તિમાં ભંગાણુ પાડ્યું છે—તે લડાઈમાં આપણે શીખ્યા છીએ કે પહેલો ધસારો : બોંબો અને વિમાનો મારફતે નથી આવતો પણ પ્રચાર મારફતે આવે છે દેશમાંના જે લોકો, દુશ્મનો તરફ ભાવ રાખતા હોય તેઓ અને બહારના વાયરલેસો સૌથી પહેલાં કામે લાગી જાય છે. તેઓ લોકોમાં શક ઉત્પન્ન કરાવે છે, તડો પડાવે છે, ચિંતાગ્રસ્ત બનાવે છે અને ગભરામણ ફેલાવે છે. પોતાની અજીત સ્થિતિ વિષે તેઓ તરેહુ-વાર સાચી જુઠી વાતો ફેલાવે છે કે જેથી તેમનાં વિમાનો અને લશ્કરો આવતાં પહેલાંજ પ્રજામાં ગભરાટ ફેલાય અને દુશ્મનોને સહેલાઇથી જીત મેળવવાનું ફાવી જાય. આ પ્રમાણે આપણા દેશમાં ન બને તે માટેજ

# નેશનલ વૉર ફ્રન્ટ

ની સ્થાપના થઈ છે.

ગુજરાત-ટાઇમ્સની ૧૯૪૩ની ભેટ

# પ્રેરણા

લેખક


પ્રો૦ પ્રબોધ મહેતા

જુનાગઢ.



પ્રકાશક

માણેકલાલ હરજીવનદાસ શાહ

તંત્રી: 'ગુજરાત-ટાઇમ્સ' નડીઆદ.

મૂલ્ય રૂ. ૨-૦-૦

મુદ્રણસ્થાનઃ-
ગુજરાત ટાઇમ્સ પ્રી. પ્રેસ
મોગલકોટ-નડીઆદ.

મુદ્રક અને પ્રકાશકઃ-
માણેકલાલ હ. શાહ





આવૃત્તિ પહેલી | પ્રત ૧૧૦૦ | [૧૯૪૩

# પ્રસ્તાવના

'પ્રેરણા' લખવાની કલ્પના ગઇ દિવાળીની રજાઓમાં આવી. પરંતુ એ નવલકથા આટલી જલદી પ્રસિદ્ધિ પામી તે માટે શ્રી. માણેકલાલ શાહ અને એમના 'ગુજરાત ટાઇમ્સ'નો હું ઋણી છું.

'પ્રેરણા'નો મુખ્ય પ્રવાહ મારી બીજી નવલકથાઓ ગાફક લગ્નના વિષય તરફજ વહે છે. 'અંશુ'માંનો આદર્શ ગગનચુંબી પ્રેમ 'અવરોધ'માં વાસ્તવિકતા અને આદર્શ વચ્ચે ઝોલે છે. પરંતુ 'પ્રેરણા'માં તો એ નરી નક્કર વાસ્તવિકતાનાજ પાયા પર રચાયો છે. હૃદયની લાગણીઓના ત્રણ તબક્કાઓ–દરેકના જીવનમાં આવતી ભરતી એોટનું પૃથક્કરણ મારી આ ત્રણ નવલકથાઓમાં ક્રમશઃ ગોઠવાયેલું છે. અને 'પ્રેરણા' બને તેટલી માનવતાથી ભરેલી છે તથા બને તેટલી વાસ્તવિક (realistic) છે તેથી કદાચ વાચકોને એ વધુ ગમશે.

સાથે સાથે જે મિત્રો તથા સ્નેહીઓએ એ નવલકથા કકડે કકડે પ્રસિદ્ધ થતી હતી ત્યારે સૂચનો મોકલ્યાં છે તેમનો હું આભાર માનવાની તક લઉં છું. તથા 'ગુજરાત ટાઇમ્સ' આટલા કાગળની મોંઘવારીના જમાનામાં પણ પોતાની પ્રથાને જાળવે છે અને મારી નવલકથા ભેટ રૂપે આપે છે તે માટે તેના તંત્રી શ્રી. માણેકલાલ શાહનો ફરીથી આભાર માની લઉં તો અસ્થાને નથી. તથા અમારો પરિચય કરાવવા માટે મારા મિત્ર શ્રી. હીરાલાલ પરીખનો હું આભારી છું.

જુનાગઢ
૨૪–૧૦–૧૯૪૨

પ્રબોધ મહેતા.

# પ્રકાશકનું નિવેદન

ગુપ્ત ગૌરવના બે ભાગ પ્રકટ કર્યા પછી, એનો છેલ્લો ભાગ આ વર્ષની ભેટ તરીકે આપી, એ વાર્તાને પૂર્ણ કરવાનો આ વખતે અમારો વિચાર હતો; પરન્તુ એ દરમીયાન એકાએક શ્રી. પ્રમોધ મહેતાનો યોગ થતાં, વિવિધતાની ખાતર, આ વર્ષે અમે અમારા વાચકોનો સંપૂર્ણ આદર પામેલી અને આ પત્રમાં ગયા વર્ષે પ્રકટ થએલી અમારી "પ્રેરણા" નામની નવલકથા ભેટ આપવાનો વિચાર કર્યો છે, એ જાણીને ગ્રાહક તથા વાચક વર્ગને આનન્દ થશે.

શ્રી. પ્રમોધ મહેતા "અંશુ", "અવરોધ" ઇત્યાદિ લોકાદર પામેલી નવલકથાઓના લેખક છે, એમની આ નવલકથા પણ એવીજ લોકપ્રિય નિવડવાનો સંભવ છે; ત્હેમની વસ્તુ સંકલના, ત્હેમનું પાત્રાલેખન વિગેરે કળા, એક સારા નવલકથાકારને શોભાવે એવી છે. આજ પ્રમાણે લખતા રહેશે તો ભવિષ્યમાં તેઓ જાણીતા નવલકથાકારોની હરોળમાં આવશે, એમ જણાવતાં અમને આનન્દ થાય છે. એમની આ નવલકથા સંબંધે વિશેષ તો એમના પોતાના નિવેદનમાંથી વાચક વર્ગ જોઇ લેશે. ગુજરાત ટાઇમ્સ માટે આવી સુન્દર વાર્તા લખવા માટે આ તકે અમે એમને અભિનન્દન આપતાં એમનો આભાર માનીએ છીએ.

નવલકથા તથા વાર્તાલેખક વિષે આટલું લખ્યા પછી અમે અમારા કદરદાન ગ્રાહકો, ચાહકો તથા મુરબ્બીઓને એટલુજ જણાવવું ઉચિત ધારીએ છીએ કે, હાલની કાગળોની પ્રચંડ મોંઘવારી અને અત્યારના જમાનામાં, વર્તમાનપત્રો ચલાવવાનું કામ એટલું બધું દોહિલું થઇ પડયું છે કે ત્હેને માટે આવી કિંમતી ભેટબુક આપવા પાલવે એમ નથી, છતાં પણ અમારી ચાલતી

આવેલી પ્રણાલિકાનો ભંગ ન થાય. અને "ગુજરાત ટાઇમ્સ" એ રીતે સંસ્કારી ગુજરાતી લેખકો તથા સાહિત્યની અને જનતાની યત્કિંચિત સેવા કરી શકે, એ દ્રષ્ટિથી, આ વર્ષે પણ ગ્રાહકો અને વાચકોની સેવામાં આ નવલકથા રજુ કરતાં અમને સંપૂર્ણ સન્તોષ થાય છે. આશા છે કે જે સદભાવથી આ ભેટ ત્હેમના કદરદાન કરકમળમાં મૂકવામાં આવે છે. ત્હેવાજ સદ્ભાવથી તેઓ ત્હેનો સ્વીકાર કરશે.

આવી અસહ્ય મોંઘવારીમાં ભેટબુકની જરૂર પુરતી મર્યાદિત નકલો છપાવેલી હોવાથી જાહેર જનતા માટે પ્રચારની દ્રષ્ટિથી અમે ભેટબુકની કિંમત રૂ. ૨) જ રાખેલી છે જે ઘણીજ ઓછી અને પડતર કિંમત બરાબર છે. અને પોતા અથવા પોતાના મિત્રો માટે જેઓ ત્હેનો લાભ લેવા માગતા હોય તેઓ સત્વર લે એજ અભ્યર્થના છે.

આ પુસ્તકની અર્પણપત્રિકા સ્વીકારવાની અમારી વિનંતિને માન આપી અમારા પ્રત્યે પોતાની શુભ લાગણી દર્શાવવા બદલ અમે રાજકોટના નામદાર ઠાકોરસાહેબનો આ સ્થળેથી અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

જા ખ આપનારા તથ ગુજરાત ટાઈમ્સને નિરંતર મદદ કરનાર અમારા મુરબ્બી પેટ્રનો વિગેરેનો આ સ્થળે એક વાર ફરી આભાર માની ત્હેમનો ગુજરાત ટાઇમ્સ પ્રત્યેનો પ્રેમ અને સહકાર તેઓ ચાલુ રાખે એવી વિનંતિ સાથે વિરમીએ છીએ.

ફાગણ સુદ ૫
ગુરૂવાર.

**માણેકલાલ ડ. શાહ**
પ્રકાશક.

શ્રીરાજકોટ નરેશ



નામદાર ઠાકોર સાહેબ શ્રીપ્રદ્યુમ્નસિંહજી
સાહેબ બહાદૂર

# સાદર અર્પણ

કાઠીયાવાડના હૃદયરૂપ

**રાજકોટ સ્ટેટના**

નામદાર મહારાજા

## શ્રી પ્રદ્યુમ્નસિંહજી સાહેબ બહાદૂર.

**આપ નામદારના**

સુપ્રસિદ્ધ વિદ્યાનુરાગ અને સાહિત્યપ્રેમ,
રાજવંશી સાદાઈ અને અનુપમ ઉદારતા,
પ્રજા પ્રત્યે વાત્સલ્યભર્યું વર્તન
અને એવા અનેક ગુણોથી આકર્ષાઇ
આ પુસ્તક સાદર સમર્પું છું.

**પ્રકાશક**

# નામદાર રાજકોટ નરેશ

રાજકોટ રાજ્યની સ્થાપના આજથી ૩૩૪ વર્ષ પહેલાં મહા પ્રતાપી ઠાકોરશ્રી વીભાજીએ કરી ત્યારે સરધારના વાઘેલા લુંટફાટ ચલાવી પ્રજાને રંજાડતા, ત્યારે દીલ્હી જઈને બાદશાહ જહાંગીરના શાહજાદા શાહજહાં પાસેથી તે ત્રાસ દુર કરવા પરવાનગી (સનદ) લઈને વાઘેલાઓ પાસેથી ઠાકોરશ્રી વીભાજીએ સરધારનાં ૭૦૦ ગામો જીત્યાં હતાં: તેમાં તેમને પોતાના બંધુ સં. નવાનગરના જામ શ્રી જસાજીએ મદદ આપી હતી, જેથી કાળાવડ પ્રગણાનાં બાર ગામો તેમણે પાછાં આપ્યાં હતાં: ઈ. સ. ૧૬૩૫માં તેઓશ્રી દેવલોક પામતાં સવાસો વર્ષે ઠાકોરશ્રી મહેરામણજી ત્રીજા વિદ્વાન રાજપુરૂષ થયા. તેમણે ઈ સ. ૧૮૭૨ માં ''પ્રવીણસાગર'' નામનો મહાન ગ્રંથ ગદ્ય પદ્યમાં રચ્યો હતો. જે ખુબ પ્રશંસા પામ્યો છે.

એ પ્રતાપી અને પ્રભાવશાળી રાજવંશમાં આજથી છત્રીશ વર્ષ પહેલાં સ્વ૦ શ્રી૦ લાખાજીરાજ તા. ૨૧–૧૦–૧૯૦૭ ના રોજ રાજ્ય ગાદીએ બીરાજ્યા હતા અને તા. ૨–૨–૩૦ના રોજ સ્વર્ગવાસ પામ્યા હતા, તેઓશ્રીની પ્રજાહિતસ્વી કારકીર્દી તો જગમશહુર છે. બાદ સ્વ૦ ઠાકોર સાહેબશ્રી ધર્મેન્દ્રસીંહજી બહાદુરે દશેક વર્ષ રાજ્ય ગાદી ભોગવી હતી. તેમના સ્વર્ગવાસ પછી હાલના નામદાર ઠાકોર સાહેબ શ્રી. પ્રદ્યુમ્નસિંહજી બહાદુર રાજગાદીએ બિરાજ્યા છે.

પ્રથમ રાજકોટની વસતી અને ઉપજ ઓછાં હતાં. એટલે કે ઉપજ બે લાખ અને વસ્તી તળપદ રાજકોટની લગભગ પંદર હજારની હતી: પરંતુ હાલમાં વેસ્ટર્ન ઈન્ડીયા સ્ટેટસ એજન્સીનાં ૩૬૨ રાજ્યોમાં દર ચોરસ માઈલે સહુથી વિશેષ વસ્તી રાજકોટ રાજ્યની છે. અને શહેરની વસ્તી પોણો લાખ છે, અને ઉપજ ૧૪ લાખ છે.

હીંદભરનાં દેશી રાજ્યોમાં કેળવણી ખાતાનું ખર્ચ રાજકોટ રાજ્યમાં સહુથી વધુ છે. આવા આદર્શ રાજ્યના વર્તમાન પ્રજાપ્રિય ઠાકોર સાહેબ શ્રી પદ્યુમ્નસિંહજી બહાદુર જેવા કાર્યદક્ષ, રાજ-

રમતથી સાવચેત, ગભીર અને ઠંડો સ્વભાવ, પ્રજાપ્રેમ પ્રાપ્ત કરવાની ઉત્સુકતા, ધર્મનિષ્ઠ; ઉદાર; ક્ષમાવૃત્તિની ભાવનાવાળા, ભાયાતો તથા ખેડુતો પ્રત્યે ઉદાર રાહત, નિયમિત દીવસોએ ખાતાંઓની વીઝીટ; હાલની મોંઘવારી નિવારણ કમીટીની સ્થાપના; હજુર ઓફીસમાં પધારી લોકોની અરજીઓ જાતેજ સાંભળવી; રાત્રીના નગરચર્યા કરવા પધારવું વિગેરેથી તેઓશ્રી રૂડો રાજ્ય કારોબાર સુયોગ્ય અમલદારોની સહાયથી ચલાવી સંતોષ ફેલાવી રહ્યા છે. ગયા મહાયુદ્ધમાં રાજકોટ રાજ્યે ઉદાર મદદ કરેલ હતી; તે રીતે હાલના વિશ્વયુદ્ધમાં પણ ના૦ ઠાકોર સાહેબ શ્રી પ્રદ્યુમ્નસિંહજી બહાદુર તન મન અને ધનથી ઉમદા સેવા બજાવી રહ્યા છે. આવા આદર્શ રાજવીની યોગ્ય કદર થવાની આશા પ્રજા સેવે તો તેમાં કંઈ નવાઇ નથી.

ના૦ ઠાકોર સાહેબ શ્રી પ્રદ્યુમ્નસિંહજી બહાદુર તા. ૧૨-૬-૪૦ ના રોજ રાજ્યગાદીએ બીરાજ્યા છે; પોતાની તબીયત અવારનવાર અસ્વસ્થ થઇ જવા છતાંએ પોતે ત્રણ વર્ષના ટુંકા ગાળામાં પણ પોતાના મહાઅમાત્ય કુ૦ શ્રી વિશ્વનાથસીંહજી સાહેબની સલાહ અને કાર્ય તત્પરતાથી રાજકોટને શ્રેષ્ઠ રાજ્યની હરોળમાં મુકી શક્યા છે તે માટે તેઓ નામદારશ્રી તથા મહા અમાત્ય કુ૦ શ્રી૦ વિશ્વનાથસીંહજી સાહેબ અભીનંદનને પાત્ર છે.

" પ્રેરણા " ની અર્પણ પત્રિકા સ્વિકારવાની તેઓ નામદારે કૃપા કરી અમને જે પ્રેરણા આપી છે, તેને માટે હું અને ગુજરાત-ટાઈમ્સ તેઓ નામદારના હંમેશના આભારી છીએ. પ્રભુ તેઓશ્રીના હાથે અનેક શુભ કાર્યો કરાવે અને તેઓશ્રીને અને રાજ્યકુટુંબને સંપૂર્ણ તંદુરસ્તીમય દિર્ઘાયુષ્ય બક્ષે એમ પ્રાર્થી વિરમું છું.

ગુણાનુરાગી

**માણેકલાલ હ. શાહ**

તંત્રી : ગુજરાત-ટાઈમ્સ

# ૧

'સંસ્કૃતિ' ઓફિસનાં પગથિયાં ચડતી વખતે અશોકનું હૃદય નાચી ઉઠ્યું. તેની યુગાન્તરોની ભૂખ જાણે કે આજે તૃપ્ત થતી હતી. કોલેજ જીવનમાં તેણે આશાના કુંજો રચેલા. તેને આખાયે દેશને પોતાની આંગળીએ દોરવાની તમન્ના હતી અને તેના મોં પર આછું સ્મિત રમી રહ્યું.

"હસ્યા કેમ ?" તેની સાથેજ પગથિયાં ચડતાં પ્રેરણા બોલી. અશોક ફરીથી જવાબ આપતાં પહેલાં આત્મસંતોષથી હસ્યો.

"પ્રેરણાબેન, તમે કદાચ હસશો, પરંતુ આપણા 'સંસ્કૃતિ' જેવા કોઈક દૈનિકથી આખાયે દેશમાં મારો અવાજ પહોંચાડવાની મને લાંબા વખતથી ઈચ્છા હતી."

"અને તે ઇચ્છા આજ પાર પડે છે એમને !" તેના હોઠો કમનીય હાસ્યમાં સંકોચાયા.

"જરૂર."

"હું તમને જરૂર સફળતા ઈચ્છું છું. અમારૂં 'સંસ્કૃતિ' તમારા જેવા તંત્રીના હાથ તળે દીપી ઉઠશે." તે પોતાની સુંદર આંખો અશોક પર સ્થિર કરતાં બોલી.

અશોક પગથિયાં ચડતો અટકી ગયો. તે પ્રેરણા તરફ ફર્યો

અને બોલ્યો, "હું અભિમાન કરૂં તે કદાચ અસ્થાને ગણાય. મારો આ ત્રીશ વર્ષની ઉંમરમાં અનુભવ કદાચ ઓછો ગણાય. છતાં તમે જોશો કે 'સંસ્કૃતિ'ને હું સંસ્કાર અને સંસ્કૃતિની સુવાસ ફેલાવતું દૈનિક બનાવી દઇશ."

પ્રેરણા આ યુવાન તંત્રી તરફ જોઇ રહી. મજબુત, સ્નાયુબદ્ધ શરીરની પાછળ રહેલા આદર્શવાદી આત્માની ઝંખના તે પારખી શકી.

તે બોલી, "મને લાગે છે કે મોટાભાઇને તમનેજ તંત્રી બનાવવાનો આગ્રહ કરવામાં હું ભૂલ નહોતી કરતી." અને તે ચમકીને બોલી, "અરે! આપણે હજુ અહીંજ ઉભાં છીએ! મોટાભાઇ તો મોટર મૂકીને પાછળને બારણેથી આવવાના છે માટે ચાલો."

તેના ચપળતાથી પડતા પગલાનો 'ટપ', 'ટપ', અવાજ ઘડીભર અશોક સાંભળી રહ્યો.

અને તે મક્કમ પગલે 'સંસ્કૃતિ' દૈનિકની ઓફિસમાં દાખલ થયો.

* * * *

"જુઓ અશોકભાઇ", પ્રેરણાના મોટાભાઈ બોલ્યા, "મને તો છાપાં ચલાવવાનો કશો અનુભવ નથી. મેં તો પ્રેરણાના આગ્રહથીજ 'સંસ્કૃતિ' શરૂ કરેલું શું સમજ્યા?"

"જી." અશોક વિનયસર બોલ્યો.

"અને તે સાથે અમારી મીલોની પબ્લિસીટિનો ઉદ્દેશ પણ હતો. અને તે જોતાં તો મારી નેમ પાર પડી છે. 'સંસ્કૃતિ' થી મારી મીલોની જાહેરાત સરસ રીતે થઈ શકે છે. શું સમજ્યા?"

અશોક શું બોલવું તે સમજી ન શક્યો.

"જી." તેણે શાંત હકાર દર્શાવ્યો, "હું 'સંસ્કૃતિ'ને આદર્શ દૈનિક બનાવવા પ્રયાસ કરીશ."

પ્રેરણાના મોટાભાઇ, રમેશે ખિસ્સામાંથી કિંમતી સિગારેટ

કેઇસ કાઢી મને અશોક સામે ધરતાં બોલ્યો, "લેશો ?"

"જી ના. હું નથી પીતો."

રમેશ ઉભો થયો. તેણે સિગારેટ–લાઇટરથી સિગારેટ સળગાવી અને છત તરફ ધુમાડાનાં ગુંચળાં ફેંક્યાં. અને ઘડીભર સુગંધીમય ધુમ્રપાનમાં તે અશોકની હાજરી ભૂલી ગયો.

અશોક એ કરોડપતિ તરફ જોઇ રહ્યો. આટલો નાની ઉમરનો છતાં લાખોનો વેપાર તે કરતો હતો. માંડ ત્રીશેક વર્ષનો હશે. તેનાં કપડાની એકેએક ઘડીમાં સુઘડતા હતી. ચામડી અતિ સ્વચ્છ હતી અને તેની આસપાસ સ્વચ્છતા, સુગંધ અને કળાનું જાણે કે વાતાવરણ ઉત્પન્ન થતું હતું.

"અને હાં, શું સમજ્યા ?" તેને અશોક યાદ આવતાં બોલ્યો, "પેપર ચલાવવું તે તમારૂં કામ છે. તમને ફાવે તે રીત મુજબ ચલાવજો. હું તમારા કામમાં કશી દખલ નહિ કરૂં." તે મીઠાશ ભર્યા હાસ્ય સહ બોલ્યો, "ફક્ત એટલું જોજો કે પેપર નુકશાનીમાં કામ ન કરે." તેની આંખમાંથી વીજળી સમી દ્રષ્ટિ અશોકને માપી રહી. અશોકને લાગ્યું કે આ માણસ લાખોનો વેપાર ચલાવતો હતો તે છેક બેકામ તો ન હતો. તેની આંખમાંથી નીકળતી તે વેધક દ્રષ્ટિજ તેની સાક્ષી પૂરતી હતી.

"જી." અશોક બોલ્યો, "આપને નુકશાન જાય તે પહેલાં હું નોકરી ગુમાવવી પસંદ કરૂં."

રમેશ હસ્યો. "થેંક્યુ. શું સમજ્યા ?" અને તે કાંડા પરની સોનાની ઘડીયાળ તરફ જોતાં બોલ્યો, "ત્યારે હું જઇશ. પ્રેરણા, મી. અશોકને બધા સ્ટાફની ઓળખાણ કરાવજે. આ તારૂં પેપર છે. તો તુંજ માથાકુટ કર. શું સમજી ?" અને તેણે ઘંટડી વગાડી.

"જી, સાબ ?" પટાવાળો આવ્યો.

"ડ્રાઇવરકું ગાડી લાનેકા બોલો."

* * * *

રમેશના ગયા બાદ પણ અશોક હજુ ઉભોજ હતો. રમેશના વ્યક્તિત્વની અસર હજુ તેના પર હતી. તે મનમાંને મનમાં પોતા તથા રમેશ વચ્ચે તૂલના કરી રહ્યો હતો. રમેશ યુવાન, સુંદર તથા માણુસની પરીક્ષા કરવાની શક્તિવાળો હતો. તેનામાં શક્તિ હતી અને તે સફળ વ્યાપારી થઈ શકયો હતો. તેનામાં અશોક જેવા પચાસને નોકરીમાં રાખવાની શક્તિ હતી.

જ્યારે અશોક ? એક સામાન્ય, કીર્તિ માટે હજુ મથામણ કરતો યુવાન. તેની પાસે શક્તિ હતી. બુદ્ધિ હતી. પરંતુ બુદ્ધિ તથા શક્તિને ચમકાવવાને જોઇતા પૈસા ન હતા. તેને હજુ ફતેહની સીડીનાં ઘણાં પગથિયાં ચડવાં બાકી હતાં. અને આ તૂલનાથી અશોકનું હૃદય તે શક્તિશાળી રમેશ તરફ પૂજ્યભાવ ધરાવતું થયું.

"કેમ વિચારજ કર્યા કરશો ?" પ્રેરણાએ છેવટે મૌન તોડયું.

"જી." અશોકથી બોલાઇ ગયું.

પ્રેરણા ખડખડાટ હસી પડી. "જુઓ, તમારે મને 'જી' થી સંબોધન ન કરવું. મોટાભાઈ પાસે તે બરાબર પણ હું તો તેને લાયક હજુ નથી."

"જી." અશોકે સંમતિ સૂચવી.

"પાછું 'જી' !

અને બન્ને હસી પડયાં. અશોક તુરતજ સ્વસ્થ થયો.

"પ્રેરણાબેન, મને લાગે છે કે હવે મને તમે અહીંના કામથી જાણીતો કરી દો."

"બોલો તમારે શું શું જાણવું છે ?" પ્રેરણા ગંભીરતાનો ડોળ કરતી ટેબલ પર બેઠી.

"પહેલાં તો 'સંસ્કૃતિ'ની એક નકલ મને બતાવો."

"જી." પ્રેરણા મજાકમાં બોલી, "એ નકલ આપના ટેબલ પરજ પડી છે."

અશોક શરમાઇ ગયો. તેણે તે નકલ ઉપાડી પાનાં ફેરવ્યાં

અને એક બે મિનિટમાં તો તે પાનાંઓ ઉપર લાલ અને બ્લૂ પેન્સીલથી કંઇ લીટીઓ દોરવા લાગ્યો. તે હજુ ઉબોજ હતો.

"અશોક!" પ્રેરણાથી શાંત બેસાતુંજ નહિ.

"જી." અશોક સહજ રીતે બોલી ગયો અને પાસેના પેપરમાં લખવા મંડી ગયો.

"જી! જી! જી! જી!" પ્રેરણા પાક બાગની હોય તેમ રૂમમાં ચક્કર લગાવવા લાગી.

"અરે, અરે, શું છે?" અશોકે આશ્ચર્યસહ પૂછ્યું.

"જી?" પ્રેરણાએ કટાક્ષ કર્યું.

અશોક સમજી ગયો. "માફ કરજો પ્રેરણાબેન હવે ફરીથી 'જી' નો ઉપયોગ નહિ થાય."

પ્રેરણાનું મુક્ત હાસ્ય ઓરડામાં ગુંજી રહ્યું.

"હવે એમ કરો......" પ્રેરણાએ શરૂઆત કરી.

"શું?" અશોકની આંખમાં જીજ્ઞાસા હતી.

"પહેલાં તો તમારી ખુરશી પર બેસી જાવ."

"ઓલ રાઇટ." તે આરામથી બેઠો, "પછી?"

"બીજું, હવે તમારે જે કંઇ કામ કરવું હોય તે મને પૂછવા માંડો." પ્રેરણાએ ખુરશી ટેબલ નજીક ખેંચી.

અશોકે શરૂઆત કરી, "જુઓ." તેના સ્વરમાં ગંભીરતા હતી, "અત્યારે આપણે ત્યાં દરેક દૈનિક પત્ર કોઇને કોઇ પક્ષનું હોય છે. આપણે ત્યાં દૈનિકોનો ઉપયોગ દરેક રાજકીય પાર્ટી પોતાના પ્રચાર માટે કરે છે. એથી દૈનિકનો સ્વતંત્ર અવાજ અત્યારે નથી."

"હં."

"તમે સમજ્યા ને! હું આપણી પત્રની પોલીસી નક્કી કરું છું. આપણે 'સંસ્કૃતિ'ને નિષ્પક્ષ અને તટસ્થ પત્ર બનાવીશું એથી દેશની સેવા થશે તથા આપણું પત્ર બાજનથી ચડિયાતું થશે."

"બરાબર." પ્રેરણા હવે ઘડીભર ગંભીર બની હતી.

અશોકે ઘંટડી વગાડી.

"જી, સા'બ."

"મેનેજરને બોલાવો."

બારણું અવાજ વિના બંધ થયું અને ક્ષણભર અશોક તથા પ્રેરણા શાંત બેઠાં. અશોક પત્રમાં કરવાના ફેરફારો વિચારી રહ્યો હતો અને પ્રેરણા અશોકને જોઇ રહી હતી. તેને તે ગોળ મૂંછો વિનાનો ચહેરો સોહામણો લાગ્યો. સ્વચ્છ અને સુંદર આંગળાં તેના કાળા ગરમ કોટ સાથે રમી રહ્યાં હતાં. તેના ચહેરાની દરેક રેખાઓમાં ગૌરવ, ગંભીરતા અને નિશ્ચય નીતરતાં હતાં. પ્રેરણાને લાગ્યું કે અશોક જો ધારશે તો 'સંસ્કૃતિ'ને અજોડ પત્ર બનાવી શકશે.

ઘડિયાળમાં ટક ટક કરતી સેકંડો સરકી રહી હતી.

બારણું ચક્કર ફર્યું અને 'સંસ્કૃતિ'ના મેનેજર અંદર આવ્યા.

"મી. શોભન, મી. અશોક." પ્રેરણાએ બન્નેની ઓળખાણ કરાવી.

મી. શોભન વૃદ્ધ ઉંમરના અનુભવી પત્રકાર હતા. તેમણે પત્રકારિત્વમાં જીવન વિતાવ્યું હતું. આંખે ઘેરાં બાઇનાક્ષ ટેનનાં ચશ્મા હતાં.

"શોભનકાકા, અશોકબાબુ આપણા નવા તંત્રી છે. તે તમને થોડાંક સૂચન કરવા માગે છે." પ્રેરણાએ મૌન તોડયું.

અશોક સીધો વાત પર આવ્યો, "જુઓ મી. શોભન, આપણા ફ્રન્ટ પેઇજ પર મારા ખ્યાલ પ્રમાણે એક બે ફેરફારો આવશ્યક છે. આખા પાનાની બરોબર વચ્ચે આપણે આપણા બધા નવા સમાચારોનો સાર–કુંડાળામાં તથા મોટા ટાઇપમાં–મૂકીએ. તમને નથી લાગતું કે તેથી આખા પત્રનો દેખાવ તથા આકર્ષણ વધશે?"

મી. શોભનના વૃદ્ધ મોં પર આનંદની કરચલીઓ ઉપસી

આવી. તેણે છીંકણીની રૂપાની ડબ્બી કાઢી અને મોટો ચપટો નાકમાં ચડાવ્યો. રૂમાલથી નાક સાફ કરતા તે બોલ્યા, "પેપરનો આખો દિમાક ફરી જશે અને કેટલી સાદી અને સીધી વાત છે! છતાં અમને વિચારજ કદી ન આવેલ!" અને ફરીથી તેમણે છીંકણીનો લાંબો સડાકો લીધો.

પ્રેરણાથી તો લાંબો વખત શાંત બેસાતું નહિ. તેથી તે ઉભી થઇ. "અશોક, હું જરા નીચે જઇને ચાય મંગાવું છું. તમે દશેક મિનિટમાં કામ પતાવી નીચે આવશોને ?"

"હાં, હાં. બેન! હાક્ છીઃ," છીંકણીના રંગથી રંગાવેલ રૂમાલથી નાક સાફ કરતા મી. શોભનેજ જવાબ આપી દીધો.

"હાક્ છીઃ, હાક્ છીઃ, હાક્ છીઃ." પ્રેરણાએ છીંકો ખાવી શરૂ કરી. અને ખૂબ હસવા માંડી.

હસવાના શ્રમથી તેના ગોરા સુંવાળા ગાલો પર રાતી ઝાંય તરી આવી હતી. ગુલાબી હોઠો, સુંદર દંતાવલિ અને એક પણ ખામી વિનાનું નવું સૌંદર્ય પ્રેરણામાં દીપી રહ્યું.

તે માંડ હસવું ખાળતાં બોલી, "શોભનકાકા, તમે વરસમાં કોણ જાણે કેટલા મણ છીંકણી સુંઘતા હશો!"

"ગાંડી બેન," શોભનકાકા પણ હસ્યા, "તું ઘરડી થા પછી ખબર પડશે!"

અને પ્રેરણા હસતી હસતી નીચે દોડી ગઈ.

*    *    *    *

નીચેના ચાના ઓરડામાં આજે પહેલીજ વાર પ્રેરણાને લાગ્યું કે બધી ચીજો અસ્તવ્યસ્ત પડી હતી. અશોક પર કેવી ખરાબ છાપ પડશે? માટે પ્રેરણાએ તે રૂમને બને તેટલો સુઘડ બનાવવો જોઇએ.

"રામચરન." તેણે ભૈયાને બોલાવ્યો. ભૈયાનું કુટુંબ પેઢીઓથી પ્રેરણાના કુટુંબની નોકરીમાં હતું.

"જી. દીદીરાની."

"જલદીસે તીન કપ ચાય બનાઇએ."

"જી." કહી તે જવા લાગ્યો.

"અરે દેખો." તે બોલી. તે બૈયાને રૂમની ગંદકી પર ટપકો દેવા માગતી હતી.

"જી." તે ઊભો રહ્યો.

"કુછ નહિ. જાઓ." તેણે વિચાર બદલ્યો.

બૈયાના જવા બાદ તે પોતેજ રૂમમાં બધી વસ્તુઓ ગોઠવવા લાગી. ધીરે અવાજે સીનેમાના કોઇ ગાયનની લીટી ગુંજતી જાય અને વસ્તુઓ ગોઠવતી જાય. પાંચેક મિનિટમાં તો તે ઓરડામાંની વસ્તુઓની ગોઠવણીજ ઓરડાની સુંદરતામાં ઉમેરો કરી રહી.

પ્રેરણા ક્ષણભર પોતાના કામને જોઇ રહી.

"અબ ઠીક હૈ." તે ફિલ્મી ઢબથી બોલી. અને આરસા પાસે જઇને પોતાના પ્રતિબિંબને ઉદ્દેશી બોલી, "પ્રેરણા, તું બડી લુચ્ચી છોકરી છે. સમજી?"

સામેથી તેનું પ્રતિબિંબ મોહક રીતે હસી રહ્યું. "હાકૂ જી."

બહારથી અવાજ આવ્યો.

"મીસ પ્રેરણા, શોભનકાકા આવી ગયા. સમજી, પાગલ!" તે હસી. એક મિનિટમાં વાળ સરખા કરી તે સામે આવી.

# ૨

"હાક્ છીઃ." શોભનકાકાનો ચાંટો બહારની લોબીમાં ગાજી રહ્યો, "અશોક બાબુ, આપણું પેપર હવે બધા પેપરોને મોખરે શોભશે."

"હાક્ છીઃ." બન્ને ઓરડામાં દાખલ થયા કે પ્રેરણાએ ઢોંગ કરીને છીંક ખાધી.

"ગાંડી બેન." શોભનકાકાનો હરહંમેશનો એજ પ્રત્યુત્તર હતો, "તું જીવનની ગંભીરતા સમજશે ક્યારે?"

"શોભનકાકા." પ્રેરણા હજુ પણ હસતાં હસતાં બોલી, "ખબર છે ને! "હંસતે હંસતે જીના"?" તેણે એ ગાયનની લીટી રાગથી ગાઈ.

"આ ફિલ્મોએ તો આજકાલનાં છોકરાંઓને બગાડી નાખ્યાં છે!" તેમણે પોતાનું વૃદ્ધ મસ્તક નિરાશામાં હલાવ્યું અને છીંકણીનો લાંબો સડાકો લીધો.

અશોક આ વાદવિવાદ મરકતે મોંએ જોઈ રહ્યો હતો. કોણ જાણે કેમ પણ તેની આંખો પ્રેરણાના ગાલના સુંદર વળાંક પર થંભી જતી હતી. તેની રેશમ જેવી મુલાયમ ચામડી જોતાં અશોકને

આશ્ચર્ય થતું હતું. તેણે કદી પણ આટલી મૃદુતા જોઈ ન હતી. માધુર્યથી ઉભરાતા તેના એકેએક હલનચલનમાં અશોકને કાવ્ય ભાસ્યું. પણ અશોકથી એમ જોવાય? તે તો ફક્ત તેનો નોકર હતો. જો તે આટલી મિત્રાચારી તથા ઘનિષ્ટતા બતાવતી હતી તો અશોકે તેનો આભાર માનવો જોઇએ. અશોકને એમ કોઇનું સૌંદર્યનિરીક્ષણ કરવાનો અધિકાર ન હતો. તેણે આંખો ચા ના ટેબલ પર ઠેરવી.

એક બે મિનિટમાં રામચરણ ચા લઇને આવ્યો. "દીદીરાની, આજ તો મૈંને અચ્છી ચાય બનાઇ હૈ."

ફરી પ્રેરણાની આંખોમાં તોફાન ચમક્યું. "દેખો રામચરન, યે હૈ અપને નયે એડિટર સાહબ," અને અશોક તરફ મોં ફેરવી લાંબું મોં કરીને બોલી- "ઉનકા મિજાઝ ઇતના તો તેજ હૈ, ન પૂછો બાત. તુમ ખ્યાલ રખના. ઉનકે સાથ બહુતસી બાતેં ન કરના. સમઝેના?"

"ભગવાન, ભગવાન. ગાંડીબેન! બિચારાને શા માટે ભડકાવે છે!" શોભનકાકા વચ્ચે પડ્યા.

"નહિ, રામચરન મૈં સચ્ચ કહતી હું. અગર તુમ્હેં યકીન ન આવે તો ઉન્હીસેં દરયાફ્ત કિજીયે." ફરીથી તોફાની ચમકારાભરી નજર અશોક પર ફેંકાઈ.

"રામચરન, દીદીરાની તો સબ જૂઠ હી બોલતી હૈં." અશોકનો ઘેરો અવાજ સૌમ્યતાથી ભર્યો હતો, "મૈં તો કિસીસેં કભી ક્રોધ નહિ કરતા. મૈં તો ઇતનાહી સમઝતા હું કે યે 'સંસ્કૃતિ' અખબાર જો ઇશ્વર કિરપાસેં મેરે સંચાલનમેં આયા હૈ તો મૈં ઉસમેં એક નયા ભ્રાતૃભાવકી ભાવના મૂર્ત કરને અઝહદ ખ્વાહીશમંદ હું. યે સંસ્કૃતિ કાર્યાલય અપને સબ લોગોંકા એક અવિભક્ત કુટુંબ હોગા; જીસમેં ન હોંગી ઇર્ષા, ન હોગા દ્વેષ. હોગા સીર્ફ પ્રેમ ઔર ભ્રાતૃભાવ. સબ અપના કામ કરેંગે ઔર જબ અપના સંસ્કૃતિ

તમામ દેશમેં સંસ્કારકી ઇશાઅત હોગી તબ હમ, તુમ ઔર સબહી કામદાર હમદર્દીસે બોલ સકેંગે કે ઇસ 'સંસ્કૃતિ' મેં હમ ભી અપના હિસ્સા દે રહે હૈં." તે બોલતો બંધ રહ્યો પરંતુ તેનો ધીર, શાંત ગંભીર અવાજ દરેકના હૃદય પર ઊંડી છાપ પાડતો ગયો.

પ્રેરણાની આંખો આશ્ચર્યથી વિસ્ફારિત થઇ હતી અને તે શાંત, ગંભીર મોં પરની ફરકતી એકે એક લાગણીઓ તેનું હૃદય પી રહ્યું હતું. શોભનકાકાનું હૃદય અસીમ ઉલ્લાસથી ધબકતું હતું. તેમને છેક લાંબે ગાળે એવો તંત્રી મળ્યો હતો કે જે તેના પત્રને ઉન્નતિના શિખર પર પહોંચાડે.

અને રામચરણ આટલા મોટા અમલદારની આવી ઉન્નત લાગણીથી જીતાઇ ગયો હતો. "એડિટર સાહબ, આપ તો આદમી નહિ, દેવ હો."

બિચારાને વધારે તો બોલતાં આવડતું ન હતું. તે ગયો.

"શોભનકાકા, કેમ સરસ તંત્રીને હું શોધી લાવી છું ને?" પ્રેરણાએ શોભનકાકાને કપ આપતાં પૂછ્યું.

"બેન, આવા તંત્રી હોય તો આપણે અત્યારના સારામાં સારા છાપાં 'સંસ્કાર'ને પણ થોડા મહિનામાં પાછું પાડી દેશું." તેમને પોતાના પત્રની ઉન્નતિનીજ પડી હતી. તેમણે ઉમેર્યું, "હવે અશોકભાઇ, તમે તો અહિં જરા સ્થિર થયા બાદ તમારાં પત્નીને પણ બોલાવી લેજો."

અશોક હસ્યો, સુક્કું હસ્યો.

"શોભનકાકા," તેણે પણ પ્રેરણાનું દૂર થયેલું સંબોધન ઉપાડી લીધું, "હું તો સાવ એકલો છું. મારે લાવવા જેવું કાંઇ નથી."

"કેમ?" શોભનકાકાના અવાજમાં સાહૃદયતા હતી.

"બસ એમજ." તેનો મીઠો અવાજ ગુંજી રહ્યો, "પરણવાની તો હજુ મને ફુરસદ પણ ન હતી. મારે મારો જીવનનો માર્ગ

મુશ્કેલીઓનો સામનો કરીને કરવો પડેલ છે. અને જ્યારે જીંદગીના ઝંઝાવાતો પરેશાન કરતા હોય ત્યારે પરણવાનો વિચાર કરવાનીયે ફુરસદ હોતી નથી. મારા તરફ નસીબે અત્યાર સુધી તો મુશ્કેલીઓજ મોકલેલી હતી."

"અને હવે ?" પ્રેરણાને ગમે તેવી ગંભીર વાતો કોઈકજ વાર અસર કરતી.

"હવે ?" તે હસીને બોલ્યો, "હવે કંઈક શાંતિ મળશે. પૈસો પણ હવે મળશે."

"તો પહેલાં ન મળતો ?" પ્રેરણા પૂરું સાંભળ્યા વિના નજ રહે.

"પહેલાં મળતો. જરૂર અત્યારના પગાર જેટલો પણ ખરો. પરંતુ તે વખતે તેટલું કમાતાં મારે લોહીનું પાણી કરવું પડતું. અત્યારે જરા આરામ રહેશે." તેણે લાંબો નિસાસો મૂકયો.

પ્રેરણાને આ દુઃખી માણસના જીવનમાં રસ પડયો. બિચારો કેટલો એકલો છે ? પ્રેરણાને થયું કે એ એકલતામાં પણ કોઈ ભવ્ય મહાનતા હતી. તે જીંદગીની લડાઈમાં ઝઝુમ્યો હતો અને જીત્યો હતો.

તેવામાં પ્રેરણાની નજર અશોકના ચાના કપ તરફ પડી, અને તેની આંખોમાં તોફાન ચમકયું.

"આરામ લેવો હોય તેટલો લેજો, પરંતુ આ ચાય ઠરી ગઈ છે તે પી જાઓ."

"અરે સોરી", તે દિલગીરીસહ બોલ્યો, "પી જઈશ. મને તો ગમે તેવી ચાય પીવાની ટેવ છે."

પ્રેરણાને તેના છેલ્લા શબ્દો ખૂંચ્યા. શા માટે બિચારાએ સહન કરવું ? તેણે ખૂબ સહન કર્યું જણાતું હતું. હવે તેને સુખ શું હોય તે પણ જણાવવું તો જોઈએ.

"રામચરન." પ્રેરણાએ બૂમ પાડી.

"જી."

"એ એડિટર સાબકી ચાય ઠંડી હો ગઇ હૈ. દુસરી બના લાઓ."

"અરે, પણ આ ચાલશે. મને તો ગમે તે ચાલે." અશોકે વાંધો ઉઠાવ્યો.

"બસ, બસ. તમારે જે કંઇ વિવેક કરવો હોય તે ચાય પીધા પછી કરજો." અને તે હસી.

"ચાલો ભાઇ, વિવેક બંધ. બસ ?" અશોકે હાર કબૂલી.

"હાક્‌ છીઃ, શોભનકાકા !" અને પ્રેરણાનું મધુર હાસ્ય વાતાવરણને ભરી રહ્યું.

"ગાંડી બેન ! તું જીવનની ગંભીરતા કોણ જાણે ક્યારે સમજશે ! હાક્‌ છીઃ" અને ફરી બીજો છીંકણીનો સડાકો તેમણે લીધો.

હજુ અશોક માંડ ચા પૂરી કરી તેવામાં એક યુવાન સબ એડિટર અંદર આવ્યો. તે જરા ઉશ્કેરાયલો જણાતો હતો તથા ઉતાવળમાં હતો.

"શોભનકાકા, આમાં શું કરવું ? હું તો સાવ મૂંઝાઇ ગયો છું." અને તેણે પોતાના વિખરાયેલા વાળમાં આંગળાં ફેરવ્યાં.

"પણ છે શું ?" વચ્ચેથી પ્રેરણા બોલી ઉઠી.

"આ જુઓ. પેપર આખું તૈયાર છે પણ છેલ્લું અડધું પાનું સાવ ખાલી છે. હવે અડધા કલાકમાં મેટર લખવું, કંપોઝ કરવું વગેરે બધું બનશે કેમ ?" તે ઉતાવળથી બોલી ગયો. તેના મોં પર આગગમો ચોખ્ખો તરી આવ્યો હતો.

"તો એટલું અડધું પાનું કોને કોરૂં જતું !" શોભનકાકાએ ફડચો કાઢ્યો.

"નહિ શોભનકાકા, આપણા પત્રમાં એવી પ્રથા હજુ પડી નથી અને હું પડે તેમ ઇચ્છતી પણ નથી." પ્રેરણા વચ્ચેથી બોલી, "અશોક, તમે કશું કરી શકો તેમ નથી ?"

"અશોકભાઈ તેમાં શું કરી શકશે ? અડધા કલાકમાં આપણા પત્રના અડધા પાના જેટલું મેટર લખાવું ને કંપોઝ થવું અશક્ય છે." શોભનકાકાએ ફરીથી છીંકણી ચડાવી.

"નહિ, નહિ હું રસ્તો શોધી કાઢું છું. આપણે ત્યાં પ્રોસેસ સ્ટુડીઓમાં તપાસ કરો અને જુઓ કે થોડાએક દેશનેતાઓના તૈયાર બ્લોક છે કે નહિ ?"

"અરે સાહેબ, બધા નેતાઓના બ્લોક તૈયારજ છે" ને સબ એડિટર બોલ્યો.

અશોક સહેજ હસ્યો. પ્રેરણા અશોક શું કરવા માગતો હતો તે ગૂંચ વિચારવા લાગી.

"તો એમ કરો. સાતથી આઠ બ્લોક ત્રાંસી લીટીમાં ગોઠવો. જેથી અડધું પાનું ભરાઇ જશે."

"ઉપર કંઇ લખવું ?"

"હા. "મરીને જીવવાનો મંત્ર જેમણે મૂર્ત સ્વરૂપે સાધ્યો છે તેવા અમર આત્માઓ—" એમ મથાળું કરી દેજો. બધું દશ મિનિટમાં થઇ શકશે."

"Wonderful" સબ એડિટરથી બોલી જવાયું.

"હાફ છીઃ" શોભનકાકાએ શરૂઆત કરી, અશોકબાબુ તમારામાં ખરેખર પત્રકારમાં જોઇતી મૌલિકતા છે."

"અને અશોકબાબુ", પ્રેરણા હસતાં હસતાં બોલી, "હું ખુશ છું. હાફ છીઃ શોભનકાકા ?"

બધાં હસી પડયાં.

* * * *

———

# ૩

અશોકે એક માસમાં તો સંસ્કૃતિને ઉત્કૃષ્ટતાની કક્ષાએ પહોંચાડી દીધું. તેણે 'સંસ્કૃતિ'ના સંચાલનમાં તેનો કાળમય આત્મા રેડયો; તેણે 'સંસ્કૃતિ'ને પોતાના આદર્શોના ઓપ ચડાવ્યા અને એકજ મહિનો પસાર થતાં પહેલાં જનતા સંસ્કૃતિની આખી પદ્ધતિ સુધારનાર કયો તંત્રી છે તેમાં રસ લેવા લાગી.

સંસ્કૃતિ કાર્યાલયમાં પણ કોઈ નવું ચૈતન્ય પ્રસરી રહ્યું હતું. દરેક કામદારમાં એવી ભાવના જાગૃત થઈ હતી કે તે પોતે સંસ્કૃતિની પ્રગતિમાં હિસ્સો આપી રહ્યો છે. દરેક કામદાર 'સંસ્કૃતિ'ને પોતાનું ગણતો થયો હતો. 'સંસ્કૃતિ' ઓફિસમાં સૌ પોતાનું ઘર હોય તેટલી છૂટથી વર્તી શકતા હતા.

*  *  *  *

"અરે કિશોર, આપણા નવા એડિટર અચ્છા આદમી છે હાં." એક રિપોર્ટર સિગરેટ પીતાં બોલ્યો.

"છે જ તો. પણ તને કેમ તે ખાસ યાદ આવ્યું?" બીજો બોલ્યો.

"અરે ગઈ કાલે હું ફસાઈ જાત." તેણે સીગરેટ બૂઝાવીને ખિસ્સામાં નાખી.

"કેમ શું થયું હતું ?"

"વાત એમ બની કે ગઇ કાલની સ્ત્રીસહાયક સમિતિની સભાનો રિપોર્ટ મારે લેવાનો હતો. હવે મીસીસની સાથે જરા તકરાર થવાથી હું ન જઈ શકયો. તેથી મેં તેમને તેમ રિપોર્ટ ઘસડી નાખ્યો. તેમાં પ્રમુખ ઉપર જરા કડક ટીકાઓ રાખેના મુજબ મેં કરી."

"અરે, પણ તેનાં પ્રમુખ તો પ્રેરણાબેન પોતેજ હતાં !"

"વાત એજ હતીને ! અશોક બાબુએ રિપોર્ટ વાંચીને મને બોલાવ્યો. પછી કલ્પી શકો છો શું થયું હશે ?"

"બીજું શું થાય ? જરા ઠપકો."

"નહિ, નહિ. ને રીપોર્ટરોની મુશિબતો જાણે છે. તેણે કહ્યું, "હું સમજી શકું છું કે ઘણીવાર મિટિંગોમાં ગયા વગર રિપોર્ટ લખવા પડે. તેમાં કશો વાંધો નહિ. ફકત આ રિપોર્ટમાં પ્રેરણાબેન પરની ટીકાઓ છે તે કાઢી નાખો ને જરા ફેરવીને મોકલી દો." બસ, જરા પણ ઠપકો નહિ. આનું નામ તે અમારી દિલ."

*　　*　　*　　*

જ્યારે કંપોઝ વિભાગમાં પણ તેવીજ વાતો થતી.

"અરે શું યાર, એડિટર સાહેબ અચ્છા આદમી છે !" હેડ કંપોઝીટર બોલ્યો.

"હાસ્તો."

"મને તો તેમણે કહેલ છે કે મારે મને સરસમાં સરસ લાગે તે રીતે મોટા ટાઇપની ગોઠવણ કરવી. મથાળાંની ગોઠવણ હું કરૂં તે કબૂલજ રાખે. તે સમજે છે કે વખતો વખત ફેરફાર કરાવવાથી ઇન્સાનને કેટલી તકલીફ પડે છે !"

તેવામાં રામચરણ ત્યાં આવી પહોંચ્યો.

"અરે ક્યા બાત કર રહે હો જી ?"

"અજી કુછ નહિ. મૈં તો યહ હી કહ રહા થા કે અપને એડિટર સા'બ અપની પરેશાની કીતની સમઝતે હૈ"

"અરે કયા બાત કહું ?" રામચરણે પણ અનુભવો બોલ્યા, દુસરે દિન મેરા લડકેકા કુછ મશીનસેં ચોટ લગી. મૈને તો કિસીકું ન કહાથા. ભગવાન જાને કૈસે એડિટર સાબકું માલુમ હો ગયા."

"ફિર કયા ?" હેડ કંપોઝીટરે આતુરતા બતાવી.

"કયા ? મુઝે તો બાત પૂછા હી નહિ ! સંધ્યા કે સમય વો તો મેરે મકાન પર ગાડીમેં આયે. લડકેકા દેખા ઔર મુઝે કહા કે લડકા જબ તક અચ્છા ન હો તબ તક ઉનકી તનખા ભી માલેગી ઔર કામ ન કરે. બાબા, અમલદાર હો તો એસા હો."

"સચ્ચ હૈ, યાર." હેડ કંપોઝીટરે જણાવ્યું.

"અરે એ વાત તો જુદી," વચ્ચેથી એક યુવાન કંપોઝીટર બોલી ઊઠયો, "પરંતુ વખતો વખત આપણે કંઈપણ પૂછવા માટે ત્રીજે માળ ચડીને જવું પડતું તે તેમણે અહીં ટેલીફોન ફીટ કરાવીને મટાડયું તે શું ઓછી વાત છે ?"

* * * *

અને જ્યારે જ્યારે પ્રેરણા પ્રેસમાં ચક્કર લગાવવા જતાં આ વાતો સાંભળતી ત્યારે મનમાં હસતી. "બધાં, નવા એડિટર સાહેબની પાછળ ગાંડાં થઈ ગયાં લાગે છે !" તે મનમાં બબડતી. પણ તેનું હૃદય આનંદથી પુલકિત થતું. તેણે અશોકને શોધી કાઢીને 'સંસ્કૃતિ'નો તંત્રી બનાવ્યો હતો. અને જ્યારે અશોક આટલે સુધી સફળતા પામ્યો ત્યારે પ્રેરણાને સર્જકને થતો મુગ્ધ આનંદ થતો.

આજે પણ તે ચોપાસ સૌંદર્યની ઝલક વેરતી પ્રેસમાંથી પસાર થતી હતી. દરેકે દરેક કામદાર પોતાના કામમાંથી આંખ બહાર કાઢી ચોરી છૂપીથી એ સૌંદર્યમૂર્તિને જોવાનું ન ચૂકતો.

તેનો પડયો બોલ ઉપાડવા સૌ કોઈ તલપાપડ થતા.

તે મી૦ શોભનની ઓફિસ પાસેથી પસાર થઇ. ઘડીભર તે ઓફિસ પાસે થોભી. જવું કે ન જવું, તે વિચારમાં તેના સુંવાળા કપાળ પર સુરમ્ય કરચલીઓ ઘડીભર પડી રહી. તેના હોઠ પર આછું રમતિયાળ સ્મિત ફરક્યું.

"ક્યાં બિચારા શોભનકાકાને અત્યારે હેરાન કરું!" કહી તે આગળ વધી.

"હાક્‌ છીઃ." અંદરથી અવાજ આવ્યો.

એ અવાજ સાંભળ્યા પછી તો પ્રેરણાથી ન રહેવાયું. તે પાછી ફરી અને ઓફિસમાં પેઠી.

"શોભનકાકા!" તેનો મંજુલ સ્વર સાંભળતા તે વૃદ્ધના નયનોમાં વાત્સલ્ય ઝરી રહ્યું.

"ગાંડીબેન, આવી ખરી! બેસ બેટા."

પ્રેરણા આછું હસની બેઠી, "શોભનકાકા, હું તમને ખુબ હેરાન કરું છું."

"અરે બેની!" એ પ્રમાણે વિરોધ કરતાં મી૦ શોભને પોતાનાં જાડાં ચશ્મા ઉતારી સાફ કર્યાં.

"ના, પણ શોભનકાકા, હવે આપણે તમને હેરાન નહિ કરીએ. એ તો ગમશે ને?"

"ના, બાપા, ના. તું જો ગંભીર થઇને ચૂપ રહે તો મનેજ મઝા ન પડે. તું થોડુંક તોફાન કર ત્યારે તો મને ખોરાક પચે છે!"

પ્રેરણા ખડખડાટ હસી પડી.

"શોભનકાકા, અશોક પાછળ તો આપણું આખું કાર્યાલય ગાંડું બન્યું છે." તે બોલી.

"બનેજ તો. તે યુવાન છે; સરસમાં સરસ તંત્રી છે. અને...

અને..." શબ્દો ન મળતાં મગજ સતેજ કરવા તેમણે છીંકણીનો સડાકો લીધો.

"અને શું ?" પ્રેરણા હસું હસું થઇ રહી હતી.

"અને તેમનામાં બધી લાયકાતો છે. તે ખૂબજ ભલા છે."

"એવી કઇ ભલાઇ તેમણે બતાવી દીધી ?" પ્રેરણાનું કુતૂહલ સળવળ્યું.

"અરે કેટલીયે. ગમે તેવી ભૂલ થઇ હોય તોયે અશોકભાઇ કદી કોઇને ઊંચે સાદે ખીજાતા નથી. ગમે તેવો માણસ ગુસ્સે થઇને જાય તોયે અશોકભાઇ તો શાંતિથીજ તેને સમજાવે."

"તમેયે શોભનકાકા, તેમના પ્રશંસક થઇ ગયા લાગો છો." પ્રેરણા મજાકમાં બોલી.

"ગાંડીબેન." તે નિરાશાસૂચક રીતે તેમનું સફેદ મસ્તક હલાવતા બોલ્યા, "તું તો કયારે માણસની પરીક્ષા કરતાં શીખીશ.. અશોકબાબુ એટલા ભલા છે કે જો કોઇ તેમને ગાળો દઇ જાય તોયે શાંતિથી માફ કરે !"

"કયાંક હવે અશોકબાબુની મૂર્તિ પધરાવીને બધા પૂજા ન કરતા થઇ જાવ તે ધ્યાન રાખજો." પ્રેરણાએ કટાક્ષ કર્યું.

મી૦ શોભને આત્મસંતોષમાં છીંકણી નાકમાં ચડાવી. અને લગભગ તપખીરિયા થઈ ગયેલ રૂમાલ વડે નાક સાફ કર્યું.

"ગાંડીબેન, બેસ. મારે તને થોડીક વાત કહેવી છે." તે બોલ્યા.

"જી." મશ્કરીભરી ગંભીરતા ધારણ કરી પ્રેરણા ખુરશીમાં પલાંઠી લગાવીને બેઠી.

મી૦ શોભને તો પ્રેરણા જન્મી તે પહેલાંથી તેને ત્યાં નોકરી કરેલી અને તે અંગે તેમને વડીલને યોગ્ય માન મળતું.

"હું એક મિનિટ અંદર આવું ?" બહારથી અશોકનો વેરો પણ મીઠાશ ભર્યો અવાજ આવ્યો.

"જરૂર આવો."

અશોક અંદર આવીને આશ્ચર્યથી આભો થઇ ગયો. પ્રેરણા—એક ક્ષણ પણ શાંત ન બેસનાર પ્રેરણા—ખુરશીમાં પલાંઠી લગાવી જેમ પૂજા કરવા બેઠી હોય તેમ ગંભીરતાથી બેઠી હતી. અશોકને પ્રેરણાના આ નવા સ્વરૂપથી હસવું આવ્યું. પણ પ્રેરણા તો જાણે ઓરડામાં કોઇ નજ આવ્યું હોય તેવી નિર્લેપતાથી બેસી રહી.

"બોલો, અશોકભાઇ." મી૦ શોભને પૂછ્યું.

"હા. પણ હું તમારા કામમાં દખ્ખલ તો નથી કરતો ને!" અશોકે વિવેક દર્શાવ્યો.

"અરે જરા પણ નહિ. હાફ ક્રોસ." શોભનકાકાએ ઉત્તર વાળ્યો.

"અરે સો એ સો ટકા દખ્ખલ કરો છો." પ્રેરણાથી ચૂપજ શાનું રહેવાય? "આ શોભનકાકા, મને ગંભીર સલાહ આપવા માગતા હતા ત્યાં તમે વચ્ચે કૂદી નીકળ્યા. બોલો એ દખ્ખલ કે નહિ?" પ્રેરણાના અવાજમાં મજાક હતી.

"મારી ભૂલ કબૂલ." અશોક સ્મિતસર બોલ્યો, "તમે પહેલાં તમારૂં કામ પતાવી લો. પછી આપણો વારો."

"આભાર." પ્રેરણા વિવેકનો ડોળ કરતાં બોલી. "આપ પેલી ખુરશીમાં શાંત બેસી જાઓ. સમજ્યા?"

"જી. જી. જી. જી!—બસ?"

અને અશોકથી હસવું દાબી ન શકાયું.

"શોભનકાકા, આ અશોકબાબુ તો સાવ તોફાની બાળક જેવા છે. એ હસી પડે તો આપણે બાળકોની ભૂલ માફ કરવી જોઇએ." પ્રેરણા જાણે મોટી વૃદ્ધા હોય તેમ બોલી.

"ગાંડીબેન," શોભનકાકા હસતાં હસતાં બોલ્યા, "તું જીવનની ગંભીરતા કોણ જાણે કયારે શીખશે."

જીવનની ગંભીરતા શીખતી હોય તેમ પ્રેરણા ફરી ભારેખમ

મોં કરી પાસેની ટીપોય પર પલાંઠી લગાવીને બેઠી અને એવી રીતે શોભનકાકા સામે જોયું કે તે વૃદ્ધ પુરુષ હસી પડયો.

"ચાલ, બાપા, સીધી બેસ." તે બોલ્યા.

"જી." તે અશોક તરફ જોતાં બોલી અને ખુરશીમાં ગોઠવાઇ.

"હં, શોભનકાકા, બોલો હવે જે કંઇ કહેવું હોય તે કહી નાખો." તે બોલી.

શોભનકાકાએ બોલવાની શરૂઆત કરતાં પહેલાં છીંકણીનો મોટો ચપટો નાકમાં ચડાવ્યો. શાંત રીતે હાથ ખંખેર્યો અને પછી બોલ્યા, "જો બેટા, હવે તારે પ્રેસમાં આવવાની શી જરૂરત છે?"

"કેમ? હું 'સંસ્કૃતિ'ની ઉપ તંત્રી છું તે ભૂલી જતા લાગો છો."

"હવે ઉપતંત્રી બુપતંત્રી તો ઠીક, શોભનકાકાએ ફરી છીંકણીનો લાભ લીધો. "હાક્ છીઃ, હાક્ છીઃ. અરે કંઈ છીંકો આવે છે! બોલીજ શકાતું નથી."

પ્રેરણા હસી પડી, "તો ઘડીભર તમારી છીંકણીની ડબ્બી ખિસ્સામાં નાખી દો."

"છીંકણીની ડબ્બી?" તે ડબ્બી સામે જોતાં બોલ્યા, "એ ઠીક કર્યું લે. અરે હું શું કહે તો હતો?"

"તમે કહેતા હતા કે મારે પ્રેસમાં આવવાની શી જરૂરત છે?"

"હાં." તેમનાથી ખબર વિના ખિસ્સામાં હાથ નંખાઇ ગયો. અને છીંકણીનો સડાકો લેતાં બોલ્યા, "બોલ, તારે હવે ઓફિસમાં આવવાની શી જરૂરત છે?"

પ્રેરણા મંદ મંદ હસી રહી, "હું ઉપતંત્રી છું."

"એ તો ઠીક." તે બોલ્યા, "પરંતુ હવે તું ન આવ તોયે ચાલશે તો તારે આવવાની માથાકૂટ શા માટે કરવી?"

પ્રેરણાને જવાબ ન સૂઝયો. તેને 'સંસ્કૃતિ' ઓફિસમાં ન આવવું તે કેમ ચાલે? તે એટલી તો તે ઓફિસથી ટેવાઇ ગઇ હતી કે ત્યાં ન આવે તો આખો દિવસ શું કરવું તે સૂઝે નહિ.

અશોક પણ વિચારમાં પડી ગયો. પ્રેરણા ઓફિસમાં ન આવે તો ઓફિસમાંથી કોઈ ઝળકતું કિરણ વિલીન થઈ જાય તેમ અશોકને જણાયું.

"પણ તો હું કરૂં શું ? ઘરે દિવસ કેમ પસાર થાય ?" પ્રેરણા વિચારતાં બોલી.

"પણ બેટા, હવે તો ક્યાંક તારો વિવાહ થશે ને ! રમેશભાઈ થોડા દિવસ પહેલાંજ તે વિષે વાત કરતો હતો. માટે હવે તારે ઘરેજ રહેવું સારૂં છે."

કોણજાણે કેમ પણ અશોકને પ્રેરણાના વિવાહની વાત ન ગમી. તે આ નાચતી કુદતી આનંદી યુવતીને ગૃહિણી તરીકે કલ્પીજ ન શક્યો. છતાં કોઈકને તો પરણશેજ. કોને ? એક જાતની ગૂંચળામણ, તથા ઉત્સુકતા અશોકના મગજને આવરી રહી.

"હું કોઈને પરણવા માગતી નથી. હું મોટાભાઈને પણ એ વાત ચોખ્ખી કહી દઈશ." કહી તે ઉભી થઈ ગઈ. તેનું બધું રમતિયાળપણું ઉડી ગયું હતું અને તે રમતિયાળ તોફાની યુવતીની જગાએ મનસ્વી, તેજસ્વી પ્રેરણા દેખાઈ.

"ગાંડીબેન," શોભનકાકાએ દુનિયા જોઈ નાખી હતી, "અમા બધાં તારી માફકજ પહેલાં બોલતા."

"અને છતાં છેવટે પરણ્યા. ખરૂં ને ?" તે કટાક્ષમાં બોલી.

શોભનકાકાને પ્રેરણાના કોઈપણ શબ્દોથી ખોટું ન લાગતું. તે બોલ્યા, "બેન હજુ તો તું ચોવીશ વર્ષની છે, એકાદ વર્ષ થોભ અને જો." કહી તે હસ્યા. "હાક્ છીઃ, જોશુંજતો." કહી મૃદુલ હાસ્યથી હસતાં પ્રેરણાએ વાતાવરણની ગંભીરતાને દૂર હડસેલી દીધી. "ગાંડી બેન !" કહી શોભનકાકાએ વિચારશીલતાથી માથું ધુણાવ્યું.

પ્રેરણા અશોક તરફ ફરી. આ તકરાર અશોક તટસ્થ નિરીક્ષકની ગંભીરતાથી વિચારી રહ્યો હતો. તે બારી પર કોણી ટેકવી,

હથેળી પર મોં રાખીને સ્થિર ઊભો હતો. તેના વાળ વિખરાઈને કપાળ તથા ગાલ પર સરી આવ્યા હતા.

પ્રેરણાને તેના શરીર પ્રત્યે જોવું ગમ્યું. એકે એક અવયવમાંથી સ્ફૂરતી તાજગી તેને આવરી રહી. તે ન સમજી શકી કે શા માટે તેને આ તંત્રી તરફ જોવું ગમતું હતું. એવું કયું આકર્ષણ અશોકમાં હતું કે જેથી પ્રેરણા તેના તરફ આકર્ષાય ? તેના કરતાં વધારે સુંદર યુવાનો ઘણા હતા; તેના કરતાં વધારે શકિતશાળી યુવાનો પણ હશે. છતાં અશોકમાં એવું શું હતું કે જેથી આખું 'સંસ્કૃતિ' કાર્યાલયનું હૃદય તેની આગળ નમી પડયું હતું ?

"હવે તમારૂં જે કંઇ કામ હોય તે તમે પતાવી શકો છો." તે અશોક તરફ ફરીને બોલી.

અશોક ચમકતો હોય તેમ તંદ્રામાંથી જાગ્યો. તે ટેબલ નજીક આવ્યો અને ખુરશી ખેંચીને બેઠો.

— —

# ૪

ખુરશી પર બેઠા બાદ પણ અશોક ક્ષણભર પોતાના શબ્દો માપી રહ્યો. તેણે રૂમાલથી કપાળ પરનો પસીનો સાફ કર્યો અને બોલ્યો, "શોભનકાકા, મને લાગે છે કે 'સંસ્કૃતિ'માં હજુ પણ આપણે વધારે મહેનત ખર્ચવાની જરૂરત છે."

શોભનકાકાએ મગજને સતેજ કરવા છીંકણીનો ઉપયોગ કર્યો, "હું સમજી નથી શકતો કે હવે.....હાક્‌ છી:"

અશોકના મોં પર આછું સ્મિત સરકી ગયું.

"હ:"

"કે હવે કશું કરવાની જરૂરત હોય." શોભનકાકાએ પૂરું કર્યું.

અશોક હસ્યો. "એ તો ઠીક. આપણું પેપર અત્યારે અત્યારનાં સારામાં સારા પેપર 'સંસ્કાર'ની તોલે તો આવી ગયું છે છતાં મને લાગે છે કે આપણી પબ્લિસીટી (જાહેરાત) જોઇએ તેવી નથી."

"અરે એમ તે હોય!" પ્રેરણા બોલી ઉઠી, "એકેએક રેલ્વે સ્ટેશન પર આપણાં પોસ્ટરો છે. એકેએક સારા સ્થળ પર 'સંસ્કૃતિ'ની જાહેરાત છે."

"છતાં જાહેરાત કળા છે. મેં આપણી જાહેરાતો તપાસવા માટે અમદાવાદથી છેક મુંબઇ સુધી મુસાફરી કરી છે. બધે પોસ્ટરો ખીચોખીચ ભરેલાં છે. પોસ્ટરોમાં ખીચોખીચ લખાણ કરતાં આછું સુંદર ચિત્ર અને વચ્ચે 'સંસ્કૃતિ'ના વખાણનું એકાદ વાકય વધારે સારૂં લાગે."

"દાખલા તરીકે ?" પ્રેરણાએ ઉત્સુકતા બતાવી.

"દાખલા તરીકે જુઓ આ એક પોસ્ટર માટેનો આઇડીઆ (વિચાર). પશ્ચાદ્ ભૂમિકામાં એક યુવતી–અજંટાની ગુફાઓમાં કોતરેલી હોય તેવી યુવતી ફૂલો વેરતી બતાવવી અને એ વેરાયેલાં ફૂલોમાંથી અક્ષરો ગોઠવવા "આજનું 'સંસ્કૃતિ' અખબાર વાંચો. તેમાં તમે ન જોયેલી નવીનતાઓ જોશો." અથવા "'સંસ્કૃતિ' ગુજરાતમાં ઉચ્ચ કોટિનાં તટસ્થ દૈનિકની ખોટ પૂરે છે. કે એવું કંઇક."

"You are right. (તમારી વાત સાચી છે)" પ્રેરણાથી બોલી જવાયું, "તો શોભનકાકા, આપણા આર્ટિસ્ટ તથા પબ્લિસીટી મેનેજરને બોલાવો."

બે ત્રણ મૂક ક્ષણો પસાર થઇ અને આર્ટિસ્ટ તથા પબ્લિસીટી મેનેજર તરીકે કામ કરનાર વ્યકિત અંદર આવી. અશોકે એક માસથી 'સંસ્કૃતિ'નું તંત્ર હાથમાં લીધું હતું છતાં હજુ તેને પબ્લિસીટી મેનેજરને મળવાનો વખત નહોતો મળ્યો.

અને તેના આશ્ચર્યની અવધિ આવી રહી. બારણામાંથી દાખલ થતી વ્યકિત તરફ તેની આંખો મૂક પ્રશંસામાં ખેંચાઈ. ધીમાં પણ અવાજ વિનાનાં પગલાં; પાતળી, સૌંદર્ય વેરતી લાવણ્યવતી દ્રષ્ટિ અને ગૌર ભરાવદાર હાથ. અશોક એ સૌંદર્યની અદ્વિતીય પ્રતિમા તરફ જોઈ રહ્યો. તે સમજી ન શકયો કે આ યુવતી કેવી રીતે પબ્લિસીટી મેનેજર થઈ શકી હશે.

પરંતુ સુંદર બદામી સાડીમાંથી દીપતાં એ મોં પર કો અપૂર્વ ગાંભિર્ય છવાઈ રહ્યું હતું. ખભા પરથી ત્રાંસી કટવાળાં બ્લાઉઝમાંથી ગોરા હાથ છાતી પર કળામય વળાંક લઈ ગૂંચવાયા હતા. પરંતુ એ બધા સૌંદર્ય પાછળ તેની આંખો કો અગમ્ય આકર્ષણથી ખેંચતી, સુંદર, કાળી વિશાળ આંખોમાં અશોકને ઉંડુ દર્દ ડોકિયાં કરતું જણાયું. તેણે ઘણી સુંદર આંખો જોઈ હતી. આજ સુધીમાં તેણે પાણીદાર આંખો વિષે ઘણું વાંચેલું પણ તેનો તાદૃશ અનુભવ તો આ દિવસેજ થયો. આછી ભમર નીચે ભવ્યતાનો અંધાર પ્રસરાવતી એ આંખો વણમાગ્યાં વખાણ આમંત્રતી હતી, અને જીવનની બધીયે ગમગીની વર્ષાવતી તે ભવ્ય આંખો સૂચક રીતે ત્રણેય પર ફરી રહી.

એક ક્ષણભર બધાં સ્તબ્ધ થઇ ગયાં.

"જી ? આપે મને બોલાવી ?" તેના અવાજના શાંત રણકારે બધાંને જાગૃત કરી દીધાં.

"આવો કુસુમબહેન," શોભનકાકા બોલ્યા, "આ આપણા નવા તંત્રી અશોકભાઇ. અને અશોકભાઇ આપણાં પત્રમાં આર્ટિસ્ટ તથા પબ્લિસીટી મેનેજરનું કામ કુસુમબહેન કરે છે."

કુસુમે અશોકને સહેજ નમીને નમસ્કાર કર્યા અને તેની આંખોનું અતિ દર્દભર્યું તેજ અશોક પર સ્થિરતાથી મંડાયું. અશોક અકળામણમાં સહેજ હસ્યો.

"કુસુમબહેન, આપણાં પત્રની પબ્લિસીટી માટે નવાં પોસ્ટરનો આઇડીઆ અશોકબાબુએ આ કાગળ પર બનાવેલ છે તે કેવોક લાગે છે ?" પ્રેરણા મુદ્દા પર આવી.

કુસુમ પાંચેક મિનિટ તે કાગળ તપાસી રહી. તે ધીરેટે બોલી, "સરસ છે."

"તો તે પોસ્ટર તૈયાર કરી નાખો." પ્રેરણાએ સૂચવ્યું.

"જી."

"લગભગ ક્યારે તૈયાર થશે?" અશોકે પૂછ્યું.

"લગભગ," તે એક એક શબ્દ વિચારશીલતાથી છૂટો પાડતાં બોલી, "આઠેક દિવસ તો લાગશે."

"રફ સ્કેચ બે ત્રણ દિવસમાં બનાવી શકશો?" અશોકને ઉતાવળ હતી.

"જરૂર."

"બસ એજ કામ હતું. આ કાગળ સાથે લેતા જાઓ" કહી પ્રેરણાએ તેને અશોકનો કાગળ સાથે આપ્યો.

"નમસ્તે."

અને કુસુમ ચાલી ગઈ.

"કેમ તમે કુસુમબહેન વિષે શું ધારો છો?" પ્રેરણાએ સહજ કુતૂહલથી પૂછ્યું.

"કશું નહિ. પણ એક પોસ્ટર બનાવતાં આઠેક દિવસ લે તે તો બહુ લાંબો વખત ગણાય. તે ધારે તો ત્રણ દિવસમાં બનાવી શકે." અશોકના અવાજમાં દબાયેલી કડવાશ હતી.

"એમ નથી. તે આપણે ત્યાં અડધો વખતજ કામ કરે છે અને અડધો વખત 'સંસ્કાર' ઓફિસમાં નોકરી ભરે છે, તેથી લાંબો વખત કહ્યો છે." પ્રેરણાએ સ્ફોટ કર્યો.

"એમ છે." અશોક માથું હલાવતાં બોલ્યો, "પરંતુ તેથી આપણા પત્રને નુકશાની તો નથી પહોંચતીને? કદાચ 'સંસ્કાર' પત્રના સ્વાર્થ આગળ આપણા પત્રનો ભોગ નથી અપાતો ને?"

"નહિ રે!" પ્રેરણા મંદ હસતાં બોલી, "કુસુમબહેન બન્ને જગાએ પ્રમાણિકપણેજ નોકરી કરે છે."

"એમજ હોવું જોઈએ. તેમનો દેખાવજ કહી આપે છે કે તમણે જીંદગીનો તડકો છાંયો જોયો છે." અશોક બોલ્યો.

અને એ બધી વાતચીત દરમિયાન શોભનકાકાએ છીંકણીજ સુંઘ્યા કરી.

* * * *

'સંસ્કાર' દૈનિકની પ્રતિષ્ઠા આખાયે ગુજરાતમાં અદ્વિતીય હતી. અશોકના સૂકાન તળે 'સંસ્કૃતિ' 'સંસ્કાર'ના તોલે આવ્યું હતું પરંતુ 'સંસ્કાર'ની જે વર્ષોથી સ્થપાયેલી આબરૂ અને 'સંસ્કાર'ની અજોડ સદ્ધરતા હજુ 'સંસ્કૃતિ'ને મેળવવાનાં રહ્યાં હતાં. અને લોકમાનસ પર જે ભાવના મૂળ કરી રહી હતી તે ભાવના 'સંસ્કૃતિ' માટે જન્મવા માંડી હતી પરંતુ તેને રૂઢ થતાં વર્ષો જોઇએ.

'સંસ્કાર' ઓફિસ એલિસબ્રીજ સ્ટેશન નજીક 'સંસ્કાર સોસાયટિ'માં આવેલી હતી. 'સંસ્કાર' પત્રના અધિપતિનું એ અનોખું સાહસ હતું. તેમણે 'સંસ્કાર'માં કામ કરતા કામદારોને રહેવા માટે 'સંસ્કાર' પ્રેસની ચારે બાજુની જમીન ખરીદી લીધી અને ૭ મહિનામાં તો કળાકારની કલ્પનાના મૂર્તિમંત નમૂના જેવાં સુઘડ મકાનો સંસ્કાર પ્રેસની ચોપાસ ઉભાં થઈ ગયાં. 'સંસ્કાર' સમાજમાં સંસ્કાર ફેલાવતું; તેણે તેના પોતાના કામદારો માટે પણ સંસ્કાર ભર્યાં જીવનની સગવડ કરી આપી.

'સંસ્કાર' સોસાયટિમાં દાખલ થતાંજ સામે લાંબી ડામરની ચોખ્ખી સડક આવતી. તેને દુરને છેડે લોખંડના દરવાજા પર મોટા કળામય અક્ષરો ચમકી રહ્યા હતા: 'સંસ્કાર'. એ દરવાજામાંથી જતાં અંદર વિશાળ બે માળનું મકાન હતું. તે મકાનનો નીચેનો બધો ભાગ પ્રેસથી રોકાઇ ગયો હતો અને ઉપરના ભાગોમાં ઓફિસો હતી.

* * * *

એક આછા બ્લ્યૂ રંગની મોટી મોટર અવાજ વિના 'સંસ્કાર'ના દરવાજા પાસે સરકી આવી. જરા પણ અવાજ વિના બ્રેક પૈડાં સાથે દબાઇ અને બારણું ખોલી ડ્રાઇવર બહાર નીકળ્યો. તેણે

પાછળની બેઠકનું બારણું ખોલી નાખ્યું અને અદબથી બાજુ પર ઉભો રહ્યો.

અંદરથી સ્વચ્છમાં સ્વચ્છ રીતે સજ્જ થયેલો એક ચાળીસેક વર્ષની ઉંમરનો ગૃહસ્થ બહાર નીકળ્યો. તેનું મોં ભવ્ય અને પ્રતિભાસંપન્ન હતું. સફેદ લાંબો કોટ, ઘડીએ ઘડી સુંદરતામાં વધારો કરે તેવી રીતે પહેરેલું મુલાયમ ધોતિયું અને જાણે હમણાંજ નાહીને બહાર નીકળ્યો હોય તેવી સ્વચ્છ ગોરી ચામડી—એ બધું તેની ભવ્યતામાં વધારો કરતું હતું.

તેણે ટોપી સરખી કરી. કાંડા પર સાદી દેખાતી છતાં ઓછામાં ઓછી ત્રણસોએક રૂપિયાની કિંમતની ઘડિયાળમાં જોયું અને મોટર તરફ ફરીને બોલ્યો, "મીસ કુસુમ, તમે ઓફિસમાં સીધાં જજો. હું જરા પ્રેસમાં ફરીને ઉપર આવું છું."

અને જવાબની રાહ જોયા વિના તે પ્રેસમાં દાખલ થયો.

કુસુમ મોટરમાંથી બહાર નીકળી. તેણે પોતાની સફેદ સાડી જરા ખંખેરી અને તે દૂર જતા માણસ તરફ જોઇ રહી અને તે વિચારી રહી. તેના પગલે પગલામાં સત્તા હતી. તેના એક ક્ષણ પહેલાં સાંભળેલા અવાજમાં ન ઉથાપી શકાય તેવી આજ્ઞાનો રણકો હતો. તે માણસમાં નિશ્ચય, શક્તિ અને ઐશ્વર્ય આપી શકે તે બધું હતું. અને કુસુમ પોતાની લાચાર સ્થિતિ યાદ કરતાં ગમગીન થઇ ગઇ. આકરો નિસાસો તેના કમનીય વક્ષઃસ્થળને ધમકાવતો સરકી ગયો.

તેણે પોતાની નાની કાગળોથી ભરેલી બેગ ઉપાડી અને આજુબાજુ કયાંય પણ જોયા વિના ભારેખમ ઢંગે તે ઓફિસ તરફ ચાલી.

* * * *

"ઘરરરર."

પ્રેસનો અવાજ આખાયે મકાનમાં ફેલાઇ રહ્યો હતો. તે માણસ

ધીમે પરંતુ મક્કમ પગલે બધા કામદારોની સલામો ઝીલતો આગળ ચાલ્યો. બધાં મશીનો પાસે તે ઘડીભર. ઊભતો, કંઈક પૂછતો અને આગળ વધતો.

કાગળના મોટા ફીંડલામાંથી સતત કાગળનો તાકો મશીનમાં બેઅવાજ કરતો હતો. અને તે કાગળો બીજા મશીનમાં છપાયા કરતા હતા. તે આગળ વધ્યો અને જ્યાં મશીનમાંથી તૈયાર 'સંસ્કાર'ની નકલો થપ્પીબંધ નીકળતી હતી ત્યાં ક્ષણભર થોભ્યો.

"બધું બરાબર છે?" તેનો અવાજ બહુજ ધીમો હતો.

"જી સાહેબ. બધું બરાબર છે." ફોરમેને વિનયસર જવાબ આપ્યો.

તે 'સંસ્કાર'ની એક બાજુ ગણીને બંધાતી નકલો જોઈ રહ્યો. તે થોકડા બહાર ઊભેલી 'સંસ્કાર'ની બસમાં ગોઠવાતા જતા હતા. બધું કામ એક સુસજ્જ યંત્રની માફક થતું હતું.

એક સંતોષનું આછું સ્મિત તેના મોં પર ચુંબન કરતું દોડી ગયું. 'સંસ્કાર'ની આબરૂ અને તેનું નિયંત્રણ ખામી વિનાનાં હતાં.

એક યુવાન ઉતાવળે પગલે આવ્યો.

"રાજેન બાબુ!"

"હં!" તે ચમકીને યુવાન તરફ ફર્યો.

"આપણું પેપર મુંબઇ તથા સુરત એરોપ્લેન મારફત મોકલવાની વ્યવસ્થા કરી નાખી છે. આથી કરીને આપણે મુંબઈમાં પણ મુંબઇના પત્રો જેટલાજ વહેલા સમાચાર આપી શકશું."

રાજેન બાબુના મોં પર ફરી સંતોષની સુરખી આવી ન આવી ત્યાં અદૃશ્ય થઇ ગઇ.

"સારું. કેટલા તાર આવી ગયા?"

"જી હા. બધું કંપોઝ થતું જાય છે." તે દૂર ટાઇપ જેવા મશીન પર ગૂંથાયેલા યુવાનો તરફ હાથ બતાવતાં બોલ્યો.

"Good." તે શાંતિથી બોલ્યો, "તમને પગાર સારો મળે

છે ને ?"

"જી હા." પેલો યુવાન બોલ્યો.

"તમે આ સૂરત તથા મુંબઇમાં આપણા પત્રના વેચાણને ઘણો લાભ થાય તેવી પદ્ધતિ બતાવી તે બદલ હું આભાર માનું છું." રાજેન બાબુ સહેજ નમીને બોલ્યા, "તમને પગારમાં કેટલો વધારો કરી આપું ?"

"જી. જી. આપની ઇચ્છામાં આવે તેટલો." પેલો યુવાન સહેજ મૂંઝાતાં બોલ્યો.

"નહિ. તમે પોતેજ માગી લો. 'સંસ્કાર' માં મોં માગ્યા બદલા મળે છે." રાજેન બાબુનો ગંભીર ધીમો અવાજ ગુંજી રહ્યો.

"જી. પાંસઠ કરી આપો." તે નમ્રતાથી બોલ્યો.

"બસ ? નહિ. નહિ. એ તો ઓછું ગણાય. સિત્તેર ફાવશેને ?"

"સાહેબ, હું ઘણોજ ઋણી છું." તે યુવાન આભાર દર્શાવવા લાગ્યો.

"રાજેન બાબુ હસ્યા, "એ તો તમારા કામનો બદલો છે. સાહેબજી."

રાજેન બાબુ ગયા. આખા વાતાવરણને તે પોતાના વ્યક્તિત્વથી ભરતા ગયા, અને બે મિનિટમાં તો બધા કામદારોને ખબર પડી કે આજે એક જણનો પગાર સિત્તેર થયો. બધાંનાં હૃદય કંઇ કરવા તલસી રહ્યાં. 'ખટ્' 'ખટ્' 'ખટ્' કરતા સાંચાઓ એક પછી એક સંસ્કારની તયાર નકલ બહાર કાઢતા ગયા. લોહચુંબક જેવું તે વાતાવરણ બધાને આકર્ષતું ગયું. અને આમતેમ છૂટા છૂટા અવાજો, વાતો એ બધાંને આવરી લેતો 'ઘરરરર' અવાજ અનિવાર્ય ચોક્કસતાથી ગાજી રહ્યો—જાણે કે રાજેન બાબુના વ્યક્તિત્વનું પ્રતીક !

* * * *

"મીસ કુસુમ. હવે તો આ પેપરની જવાબદારીથી કંટાળો

આવે છે!" રાજેન બાબુ ઓફિસમાં ખુરશીમાં બેસતા બોલ્યા.

જવાબમાં કુસુમનાં મોં પર દિલગીરીભર્યું હાસ્ય સરકી આવ્યું. અને એકક્ષણ બાદ તે પાછી પોતાના ટેબલ પર કામમાં ડૂબી ગઇ.

રાજેન બાબુની ઓફિસ પણ આરામ અને સગવડની દ્રષ્ટિથીજ શણગારાઇ હતી. અંદરનું ફરનીચર ઉપલક દ્રષ્ટિએ સામાન્ય લાગે. પરંતુ કેળવાયેલી આંખો તુરત પારખી જાય કે એ દરેક ખુરશી કે કોચની આકૃતિ જેવી આકૃતિ ક્યાંય બજારમાં નહોતી મળતી. અને કલાકો સુધી બેસીને કામ કરવા છતાં શરીર ન અકડાઇ જાય તેટલી ઊંડી સ્પ્રીંગોવાળી ગાદીઓ તેમાં જડેલી હતી.

બાજુની બારીમાંથી સૂર્યનાં કિરણો જાજમ પર વેરાઈ જતાં હતાં અને આખા ઓરડામાં તાજગી અને ચૈતન્ય વેરતાં હતાં.

રાજેન બાબુએ એક ચક્કર લગાવ્યું અને પાછા બોલ્યા, "મીસ કુસુમ, જો મને પેલાં 'સંસ્કૃતિ' ના નવા તંત્રી જેવો તંત્રી મળી જાય તો હું આ બોજામાંથી મુક્ત થાઉં."

"મી૦ અશોક ઘણાજ કાબેલ માણસ છે. પરંતુ તે 'સંસ્કૃતિ' છોડીને અહીં નજ આવે." કુસુમ બોલી.

"કેમ ન આવે?"

"એટલા ખાતર કે 'સંસ્કૃતિ'માં તેમને ખૂબજ માન મળે છે. તે 'સંસ્કૃતિ' ને પોતાનું ગણે છે."

"એ મી૦ અશોક દેખાવે કેવાક છે?"

"દેખાવે? મેં કદી ખાસ તેમના મોં તરફ જોયું નથી." કુસુમના ગાલ પર રતાશ તરી આવી.

"ના, ના. હું તો સામાન્ય દેખાવ વિષે પૂછું છું."

"એમ તો......" કુસુમ વિચારતાં બોલી, "લગભગ પોણા છ ફૂટ ઊંચાઈ, બનતાં સુધી પીળાશ પડતો સૂટ. લાગે છે સંસ્કારી અને ભલા."

"બરાબર. અને પ્રેરણાબેન? જો કે મેં તેમને દૂરથી તો

ઘણીવાર જોયેલ છે." રાજેન બાબુ વિચારતાં બોલ્યા.

"પ્રેરણાબેન, સુંદર છે. તેમને ખાસ વાદળી રંગની સાડીઓ તરફ પક્ષપાત છે. ચામડી સામાન્ય રીતે ગોરી કહી શકાય. ખૂબજ રમતિયાળ સ્વભાવ; અને હંમેશાં હસતું મોં."

"ખાસ સુંદર ગણાય?" રાજેન બાબુના વિચારો બીજી દિશામાં હતા.

"સુંદર?" કુસુમ વિચાર સહ બોલી. "તેમને બહુ સુંદર તો નજ કહી શકાય. બધી સામાન્ય રીતે દેખાવડી છોકરીઓ જેવાં તે કહી શકાય."

"અને ઉમર?"

"ચોવીસેક હશે. પણ આ બધું કેમ પૂછો છો?" રાજેન બાબુ હસ્યા. "એ ખાતર પૂછું છું કે મી૦ અશોકને ત્યાં એવું તો કોઈ આકર્ષણ નથી કે જેથી 'સંસ્કૃતિ' તે ન છોડે. મને હજુ આશા રહે છે કે વહેલા મોડા મી૦ અશોકને હું 'સંસ્કાર'માં ખેંચી લઈશ."

કુસુમ આછું હસી, "તમે મી૦ અશોકને નથી ઓળખતાં."

રાજેન બાબુ પાછા વિચારમાં પડી ગયા. આ બંગાળી ગૃહસ્થ બચપણથીજ ગૂજરાતમાં ઉછરેલ અને તેથી ગૂજરાતી માતૃભાષાની માફકજ બોલી શકતો. અને પોતાની બુદ્ધિ તથા શક્તિ વડે તે ગુજરાતના સમર્થમાં સમર્થ પત્રનો માલીક બન્યો હતો.

તેણે વિચારમાં ને વિચારમાં બેચાર ચક્કર લગાવ્યાં. છેવટે તે બબડ્યો, "કદાચ મારે પોતાને મી૦ અશોકને મળવું પડશે."

* * * *

# ૫.

રતનપોળમાંના એક મકાનના ત્રીજે માળે કુસુમે બે ઓરડા ભાડે રાખ્યા હતા. ઓરડાની બારીમાંથી સામે દૂર કૃષ્ણ થિએટર જોઈ શકાતું. અને બન્ને બાજુ ખુલ્લી હોવાથી ચોખ્ખી હવા અમદાવાદના હાર્દ જેવા એ લત્તામાં પણ મળી શકતી.

ઓરડો તદ્દન સાદો હતો. એક ખૂણામાં નાનું ટેબલ; ઉપર લીલાશ પડતું ટેબલ ક્લોથ. એક ફુલોનું વાઝ અને તેમાં રહેલાં એક બે તાજાં ગુલાબ. બીજું ખાસ કંઇ નહિ. બીજા ખૂણામાં એક સ્ટુલ સામે નાની ઘોડી પર ચીતરવાનું ફૂલક હતું. કાગળ ઉપર અડધી દોરેલી ડીઝાઇનનો રફ સ્કેચ હતો.

કુસુમે અંદર આવતાંજ પાસેની ખુરશીમાં પડતું મૂક્યું અને આંખોમાં રહેલી વિષાદની છાયા જરા ઘેરી બની.

"આ તે જીવન છે?" તે બબડી, "બધાં કામમાં કંટાળો આવે છે."

તેણે ઉંચા હાથ કરી બગાસું ખાધું, અને પોતાની મૂર્ખાઇ પર સહેજ હસી. તેની નજર સામેના આરસામાંના પોતાના પ્રતિબિંબ તરફ પડી અને તે આરસા તરફ ગઇ. ઘડીભર તે આરસામાંની

કરુણામય સૌંદર્ય પ્રતિમા તરફ જોઈ રહી અને બીજીજ ક્ષણે એક લાંબો નિસાસો તેનાથી નંખાઈ ગયો.

"આ સૌંદર્યનો ઉપયોગ શો ? સારૂંયે જીવન જો શુષ્ક એકલતામાં ગાળવાનું સર્જાયું હોય તો સુંદરતાને કરવી શું ?" તે વિચારી રહી.

તેણે અકળામણ દબાવવા છાતી પર જોસથી હાથ દાબી દીધા. તેની છાતી ધડક ધડક થઈ રહી હતી. તે ટેબલ તરફ ગઈ.

ટેબલ ઉપર સંસ્કૃતિનો તાજો અંક હતો. તેમાં એક ખૂણામાં અશોકની છબી હતી. તે ઘડીભર વિવેચકની તટસ્થતાથી છબી નિરખી રહી.

"સૌ કોઈ સુખી છે." તે છબી તરફ જોતાં બોલી, "ફક્ત હુંજ આ એકલતાનો ભાર હૃદય પરજ લાદીને ફરવા સર્જાયલી છું."

છેલ્લાં ત્રણ ચાર વર્ષથી કુસુમને આ પ્રમાણે એકલી હોય ત્યારે આત્મસંબોધનથી દિલ હલકું કરવાની ટેવ પડી ગઈ હતી. જીવનની ભયંકર શુષ્કતાને તે આમ હડસેલી કાઢવા વૃથા આયાસ કરતી.

તેણે કાતર વડે અશોકની છબી કાતરી લીધી અને બારી પાસે જઈ તે છબી બરાબર નિરખવા લાગી. તેના હૃદયમાં અવનવી લાગણીઓના ઓઘ વહી રહ્યા.

"સરસ છે." તે છબી જોઈ રહી.

"પણ તે સુંદર હોય, સરસ હોય તે મારે શા કામના ?" ફરીથી પ્રશ્ન ઉઠયો.

બે ચાર પળ તે વિચારી રહી. જીવનની નરી શુષ્કતા તેને ગૂંગળાવી રહી હતી. દરેક સ્ત્રી અને પુરુષના મૂળભૂત સત્વ જેવી સહચાર–આકાંક્ષા તેનું હૃદય કોરી રહી હતી.

"બત્રીસ વર્ષ થયાં." તે બબડી અને ફરીથી અશોકની છબી સામે જોઈ રહી.

"એ તો નાના ગણાય. મારાથીયે." તેના વિચારોની પૂર્તિ કરતું વાક્ય તે બોલી.

બહારનો પવન સુસવાટા કરતો ઓરડામાં ફેલાઇ રહ્યો. તે જરા ધ્રુજી. તેને પોતાના વિચારો પ્રત્યે તિરસ્કાર આવ્યો.

"ભયાનક. હું આમ દરેક પુરુષની શોધ કરવા બેસું તે કેટલું ખરાબ! અને હું! શોધ કરવાને યોગ્ય યુવાની તો ઓસરવા લાગી છે." તે આરસામાં જોઇ રહી.

ફરીથી હૃદય તો પોતાના મનસ્વીપણા પ્રમાણે અશોકના વિચારે ચડ્યું. તે કલાકેક એમને એમ બેસી રહી. અશોકનાજ વિચારો. પરણાય? યોગ્ય ગણાય? કુસુમથી એમ કોઇને આકર્ષવા પ્રયાસો કરાય. અને એવું કૈંક.

ફરીથી પવનનો સુસવાટો ધસી આવ્યો અને તે સાથે તેના હાથમાંની છબી ઉડી ગઇ.

તે બહાર હવામાં ચક્કર ખાતા જતા તે કાગળના ટુકડાને જોઇ રહી. પવન સાથે તે ઉંચે ઉંચે ચડયો અને કુસુમની આંખો પણ ઉંચે જોઇ રહી. છેવટે તે ઉડતો ઉડતો દ્રષ્ટિમર્યાદાની બહાર ચાલ્યો ગયો. અને તેને ફરીથી જોવાના એક બે વ્યર્થ પ્રયાસો બાદ તે પાછી ખુરશીમાં જઇને બેઠી.

"ગયો." તે બબડી, "અને કુદરત પોતે કહે છે કે અશોક મારા માટે નથી."

અને લાંબા નિસાસા સાથે તે પાસેના પલંગ પર જઇને પડી. આંસુની ધીમી ધાર તેના ઓશીકાને ભીંજવી રહી. તેનું મગજ કશો વિચાર નહોતું કરતું. કુદરતજ કામ કરતી હતી. રૂદનથી કુદરત તે દુ:ખી યુવતીને સુવરાવતી હતી.

ધીમે ધીમે અંધારૂં થઇ ગયું. ઓરડામાં બધું શાંત હતું. છબીને ઉડાવી લઇ જનાર પવન પણ શાંત હતો. આખુંયે વાતાવરણ શાંત હતું.

અને પલંગ પરની કુસુમ શાંત નિદ્રામાં લપેટાઇ ગઇ હતી. જે આનંદો તેને જીવન નહોતું આપતું તે આનંદોનાં સ્વપ્નાં તેની ઉંઘને સુખમય બનાવતાં હતાં.

*  *  *  *

"ટન, ટન, ટન."

કુસુમ જાગી ગઇ.

"ટન. ટન, ટન, ટન, ટન."

"ઓહ, આઠ વાગી ગયા !"

કુસુમ આળસ મરડીને બેઠી થઇ. તે આરસા પાસે ગઇ અને મોં પરની ઉંઘની કરચલીઓ હાથ ફેરવીને દૂર કરી. પાસેની બારીમાંથી સૂર્યનો તડકો ટેબલ પર પડી રહ્યો હતો.

"ઘણું મોડું થઈ ગયું." તે બબડી.

તેને રાતના પોતાના તર્કો યાદ આવ્યા. તે ઘડીભર ફરીથી બારી બહાર જ્યાં અશોકની છબી ઉઠી ગઇ હતી ત્યાં જોઇ રહી અને દિવસના પ્રકાશમાં પોતાના રાતના તર્કોની મૂર્ખાઈ તે નિહાળી શકી.

"હું નબળી થતી જાઉં છું."

અડધા કલાકમાં તો તે નાહી ધોઇને તૈયાર થઈ ગઇ. આરસા સામે ઉભી ને તે ઘડી ઉલ્લાસથી ભીના વાળ સૂકવવા લાગી. અને તેને લાગ્યું કે જો તે આમ ઉલ્લાસમાં રહે તો તે પચીસ વર્ષની યુવતીથીયે નાની લાગે.

તે હસી, આછી મધુરતાથી.

"આપણે તો જેમતેમ કરીને જીવી નાખવાનું છે." કહી તેણે કાંસકો લીધો.

વાળ ઓળતાં ઓળતાં પણ એજ વિચારો તેને સતાવવા લાગ્યા. સૌંદર્ય જો ઇશ્વરે આપ્યું તો શા માટે નિરર્થક ? જીવન જીવી શકે અને સમજી શકે તેવું સંસ્કારી માનસ આપ્યું તો શા માટે તે

જીવનને વેરાન બનાવ્યું ?

ફરીથી તે હસી, અને કો ફિલસુફની માફક બોલી, "સૌંદર્ય શું ? જીવન શું ? તપ એજ......"

પરંતુ તેનું વાક્ય અધુરૂં રહી ગયું.

"મીસ કુસુમ ?" રાજેનબાબુનો મીઠો ધીમો અવાજ સંભળાયો.

"ઓહો ! રાજેનબાબુ ! આવો."

રાજેનબાબુ મંદ સ્મિત કરતા અંદર આવ્યા, "શું તમે તપ કરવા માંડવાનાં છો ?" તેમણે મશ્કરી કરી.

"નહિ રે." કુસુમ ઉલ્લાસથી બોલી, "હું તો જરા કાવ્યની લીટી બોલતી હતી."

ઉલ્લાસભરી કુસુમ દશ વર્ષ નાની લાગતી હતી. રાજેનબાબુએ આટલી સુંદર, કુસુમને નહોતી ધારી. તેમના આંખોમાં આછો ચમકારો આવ્યો ન આવ્યો ત્યાં લુપ્ત થઇ ગયો.

"અરે તમે હજુ બેઠા નથી ?" તે બોલી, "બેસો તો, હું તમારા માટે ચા બનાવી લાવું."

"એ ઠીક કહ્યું," રાજેનબાબુ બેસતાં બેસતાં બોલ્યા, "હું ચા પીધા વિનાજ બહાર નીકળ્યો છું."

પાંચેક મિનિટમાંજ કુસુમ બે સાદા કપમાં ચા લઇને આવી. તેણે દુરનું સ્ટુલ લાવીને કપ તેના પર ગોઠવ્યા, અને એક ખુરશી ખેંચીને પોતે બેઠી.

"તમે તો આવા સાદા કપમાં ચા પીવાને ટેવાયલા નહિ હો." તે સહેજ વિવેક કરતાં બોલી.

રાજેનબાબુની આંખો આખા ઓરડામાં ફરી વળી. તે ચા પીતાં પીતાં બોલ્યા, "અમારે ત્યાં કપ તો અલબત્ત ઘણા સારા હોય છે પરંતુ અંદરની ચા તમારે ત્યાં જેટલી સરસ નથી બનતી."

"તમે વિવેક કરો છો." તે હસતાં બોલી.

રાજેનબાબુની આંખો કુસુમની આંખોને શોધી રહી. શાંત, ગંભીર તેજ કુસુમની આંખો પર અસર કરી રહ્યું. તે પોતાના લાક્ષણિક ધીમા અવાજે બોલ્યા, "નહિ, મીસ કુસુમ, હું સાચું કહું છું."

કુસુમ વિચારી રહી. શા માટે આવા શ્રીમંત માણસને ત્યાં સારી ચા નહિ થતી હોય ? ગમે તે હોય તેમાં કુસુમને શું ? પરંતુ રાજેનબાબુ જેવા ભલા માણસને રોજ સારી ચા તો કુસુમે જરૂર પાવી જોઇએ.

અને તે બોલી, "તો હું તમને રોજ સારી મજેની ચા ઓફિસમાં બનાવી આપીશ."

"રોજ ?" રાજેનબાબુની આંખો સૂચક ભાવથી કુસુમના મોં પર ફરી રહી.

ઘડીભર કુસુમ શરમથી લાલ થઇ ગઇ. કદાચ રાજેનબાબુ બીજો અર્થ કરતા હોય તો ? અરે, પણ એવા મહાન માણસ કુસુમ સામું એવી રીતે જોવાની પણ તસ્દી શાના લે ? રાજેનબાબુ સામાન્ય માણસ ન હતા તે કુસુમ સારી રીતે જાણતી હતી.

"રોજ ?" રાજેનબાબુએ ફરીથી પૂછ્યું.

"હંમેશ." અને માધુર્ય ઝરતું હાસ્ય.

---

## ૬

અશોકનાં જીવનમાં પ્રેરણાએ મહત્વનું સ્થાન સંપાદન કરી લીધું હતું. અશોકની ઓફિસમાંજ બારી પાસે પ્રેરણાનું ટેબલ હતું. તેની હાજરી અશોકમાં ચૈતન્ય પ્રેરતી; ને થાકે ત્યારે પ્રેરણા સાથે વાતો કરવાથી તેને આરામ મળતો. નવા નવા વિચારોની પ્રેરણા પણ પ્રેરણાની હાજરીજ આપતી. પ્રેરણા તેના જીવનનું જાણે કે અનિવાર્ય અંગ બની ગઇ હતી.

અને અશોકની ઓફિસમાંયે ઘણો ફેરફાર થઇ ગયો હતો. તેને રોજને રોજ કંઇ નવી ચીજ જોતાં આશ્ચર્ય તો થતુંજ. બારીઓ પરના ગૂંથણીના બ્લુ પડદાઓ આવી ગયા હતા. તેના ટેબલ પર ફ્લાવર વાઝમાં રોજ નવાં તાજાં ગુલાબો આવી જતાં. અને તે બધું લાવનાર પ્રેરણાજ હતી તેમ તે મનમાં તો નક્કી કરી ચૂક્યો હતો.

આજે અશોકને આવતાં જરા મોડું થયું. પ્રેરણા તો શોભન-કાકાની ઓફિસમાં તેમને ચીડવવા પહોંચી ગઇ હતી. અશોક આવ્યો ત્યારે તેનો ઓરડો ખાલી હતો.

તેણે હેટ ખૂંટી પર મૂકી દીધી અને કોટ ઉતારી નાખ્યો.

તેણે ટેબલ પર નજર નાખી અને એક ક્ષણ સ્થિર થઇ

ગયો. ટેબલ પર એક સુંદર હાથીદાંતની ફ્રેમમાં પ્રેરણાનો ફોટા હતો. ઘડીભર તે નમણાં મોં પર છવાયેલા હાસ્ય તરફ જોઇ રહ્યો. નમેલી પાંપણો, આંખોની આછી ચમક, સહેજ ખુલ્લા હોઠ—તે એ બધુ એકાગ્રતાથી પી રહ્યો.

તેને જીવનમાં ખૂબજ રસ પડયો. પ્રેરણાએજ તે ફોટા મૂકયો હશે. તેમાં તો કશો સંદેહજ ન હતો. તેણે તે ફ્રેમ ઉપાડી હાથમાં લીધી અને મીટ માંડીને તેને જોઇ રહ્યો. પ્રેરણા કંઇ ખાસ સુંદર ન હતી. છતાં અશોકને તેના એકે એક વળાંકમાં સુંદરતાનોજ આભાસ થયો. અને તે આજુબાજુનું ભાન ભૂલીને તે ફોટા જોવામાં તલ્લીન થઇ ગયો.

"હવે કેટલો વખત ફોટા જોશો ?" પાછળથી પ્રેરણાનો મસ્તક ભર્યો અવાજ આવ્યો.

અશોક શરમાઇ ગયો. પ્રેરણા ઓરડામાં દાખલ થઇને પાછળ આવી ગઈ ત્યાં સુધી ખબર ન પડે તેટલો અસાવધ તે કેમ બન્યો હતો તે પોતે ન સમજી શકયો. "Sorry." તેણે લૂલો બચાવ કર્યો, "હું ફ્રેમની ઉત્તમ કારીગરી તપાસી રહ્યો હતો."

અને તે ત્રાંસી આંખે પોતાનો બચાવ પ્રેરણા પારખી ગઇ છે કે નહિ તે જોવા લાગ્યો. પ્રેરણાનું ખિલખિલાટ કરતું હાસ્ય ઓરડાને ભરી રહ્યું. "ભલા ફ્રેમની કારીગરી જોવી હોય તો આંખો ફોટા પર રખાય કે ફ્રેમ પર ?"

"ના. ના." અશોક બચાવ કરવા લાગ્યો.

"અરે એમાં શરમાવાનું શાના ?" પ્રેરણાએ વાત ફેરવી, "મારો ફોટા તમે જુઓ તે તદ્દન સ્વાભાવિક છે. ફોટા ત્યાં જોવા માટેજ મૂકેલ છે, નહિ કે પૂજવા."

હજી તે ફરીથી હસી. અશોક પણ હવે હસી પડયો.

" ફોટા મૂકવા માટે આભાર માનું છું. "

" બસ, બસ. આપણે વિવેકમાં જરા પણ માનતા નથી. "

ફરી બન્ને હસ્યાં.

પ્રેરણા પોતાના ટેબલ તરફ ગઈ. તે પરના નકામા કાગળો નીચે બાસ્કેટમાં ફેંકી દીધા. હાથના બે ત્રણ સપાટાથી આખું ટેબલ સ્વચ્છ બનાવી દીધું. તથા ટેબલ પરના આરસામાં જોઇ વાળ બરાબર ઠીક કર્યા અને ટેબલ પરનું ગુલાબ વેણીમાં નાખ્યું. તે આ બધું આરસામાં જોતાં જોતાં કરતી હતી. તેવામાં તેને આરસામાં અશોક દેખાયો. ટેબલ પર બેઠો બેઠો તે પ્રેરણા તરફજ જોતો હતો. એક પ્રતિબિંબ અને એક જીવંત વ્યકિતની આંખો મળી અને પ્રેરણા હસી પડી.

"એમાં ચોરની માફક શરમાઇ શાના જાવ છો ?" તે બોલી, "મને ખબરજ હતી કે તમે જોતા હશો."

અશોક ગૂંચવાઇ ગયો. તે આમ ચોરી કરતાં પકડાઇ ગયો તેથી શરમાયો, "ના, ના—એવું કશું......" તે ગળચવા ગળવા લાગ્યો.

"ના, ના, અમારા એડિટર સાહેબ સાવ તપસ્વી છે !" પ્રેરણા ચાળા પાડતાં બોલી, "એવા તપસ્વી ! એવા તપસ્વી ! કે બસ સુંદર છોકરીઓના ફોટા કદી જાહેરમાં ન જુવે—હાં, કો'ક કો'ક વાર છૂપી રીતે ઓફિસમાં જુએ ખરા."

ફરી પ્રેરણા હસવા લાગી. અશોક આ વિચિત્ર યુવતીને ન સમજી શકયો. બીજી કોઇપણ યુવતી તેને આમ જોતાં જુએ તો ગુસ્સે થાય. પરંતુ પ્રેરણા ગુસ્સે તો ન થઇ ! ત્યારે શું તે ખુશ થઇ હશે ? પણ તેવું કશું તો જણાતું ન હતું. ત્યારે ? ત્યારે ?— અશોકને માટે એ પ્રશ્નનો તાગ લાવવો અશકય બન્યો.

આ ગૂંચવણ ભરી પરિસ્થિતિનો અંત શોભનકાકાના આવવાથી આવી ગયો. નાક સાફ કરતા કરતા તે "પ્રેરણા છે કે ?" એવી બૂમો પાડતા આવ્યા.

પ્રેરણા ચમકીને ફરી. તેને શોભનકાકા જરા કસમયે આવ્યા

તેવું લાગ્યું. છતાં તે ગભરાણી નહિ.

"ભલા, શોભનકાકા, તમે તમારી છીંકણીની ડબ્બી ભૂલી આવ્યા ?" તેણે શોભનકાકાને બનાવ્યા.

"હેં ! હોય નહિ." અને તેમનો હાથ તુરત ગજવામાં ગયો. અને ડબ્બી છે તેમ તપાસ કરીને પ્રેરણાને હસતી જોતાં બોલ્યા, "ગાંડીબેન ! તું જીવનની ગંભીરતા કોણજાણે ક્યારે સમજશે."

ફરીથી ઓરડો મીઠાં હાસ્યથી ગાજી રહ્યો.

"ના, ના, એમ નહિ." પ્રેરણા ગંભીર થતાં બોલી, "શું કામ હતું ?"

"હં ? હું ભલા શું કહેવા આવ્યો હતો ?" શોભનકાકા વિચારવા લાગ્યા. "હા, હા. એ કહેવા આવ્યો હતો કે રોહિત ઇંગ્લેન્ડથી આવતા જૂનમાં આવે છે."

"ઓહો. સરસ." પ્રેરણા તાળીઓ પાડવા લાગી.

અશોક એ રોહિત કોણ હશે તે વિચારવા લાગ્યો. તેણે ટેબલ પર કંઇ લખવામાં ગૂંથાયેલા હોવાનો ડોળ કર્યો પરંતુ તેના કાન તો શોભનકાકા તથા પ્રેરણાની વાતો તરફજ હતા.

"પણ એ તો મુંબઇજ રહેશેને !" પ્રેરણાએ પૂછ્યું.

"નારે, તેના પિતા અમદાવાદમાં તેમની ઇન્સ્યુરન્સ કંપનીની બ્રાંચ ખોલવાના છે. તેના મેનેજર તરીકે રોહિત કામ કરશે." શોભનકાકાએ છીંકણી ચડાવી "સરસ."

અશોકનું હૃદય અંદરથી ડૂબવા લાગ્યું. તે રોહિત કોણ હશે ? શા માટે તે અમદાવાદજ આવતો હશે ? તેથી કદાચ પ્રેરણા સાથેનો પોતાનો મૈત્રીભર્યો સંબંધ બગડશે તો નહિને ? આવું ઘણુંયે અશોક વિચારી રહ્યો. એ તો ચોક્કસ હતું કે રોહિતનું આગમન અશોકને સંપૂર્ણ રીતે અણગમતું હતું.

"હાક્ છીઃ." શોભનકાકાની છીંકે અશોકની નીંદ્રા તોડી.

"લો ત્યારે મારી આ આવી ગઇ હશે માટે હું જાઉં." કહી

તે બહાર ગયા.

બહારથી તેમનો મોટો ઘાંટો સંભળાતો હતો.

"ઓ રામચરન, પ્રેરણાબેન તથા એડિટર સાહેબ માટે ચા આપી આવ. હાકૂ છીઃ, જા, જલદી કર." ધીમે ધીમે અવાજ દૂર જતો ગયો.

પ્રેરણા કંઇ ઊંડા વિચારમાં ઊતરી ગઇ જણાતી હતી અને અશોકના હૃદયમાં રોહિત વિષે પ્રશ્નોની પરંપરા ઊઠતી હતી.

તે ઊંડા વિચારમાં ઊતરી ગયો. રોહિત કેવો માણસ હશે? પોતાથીયે સરસ? પ્રેરણા અને તેના વચ્ચે શું સંબંધ હશે?

રામચરણ ચાનો કપ ટેબલ પર મૂકી ગયો. અને અશોકની તંદ્રા તૂટી. તેણે જોયું કે પ્રેરણા તો શાંતિથી ચા પી રહી હતી. અને તે તો હવે તદ્દન નચીકરી જણાતી હતી.

ફરી અશોકનું મન રોહિત તરફ દોડયું. પરંતુ તે રોહિત આવે તેમાં અશોકને શું? તેને કદાચ પ્રેરણા સાથે ગાઢ મૈત્રી હોય તોયે અશોકને શા લેવા દેવા? અશોક તો સાદો પગારથી કામ કરતો તંત્રી હતો. માટે તેણે એવી કશી ચિંતાઓ ન કરવી જોઇએ.

પરંતુ મનનો એવો ક્રમ છે કે તે હંમેશાં નકામીજ ચિંતાઓ કરે છે. તેના વિચારો તેને ગૂંગળાવવા લાગ્યા. રોહિતનું નામ તેની છાતીમાં મૂંઝારો ભરવા લાગ્યું.

અકથ્ય અકળામણ દબાવવા તે ઊઠયો અને પાસેના સોફામાં જઇને બેઠો.

"કેમ, આજે તબિયત ઠીક નથી?" પ્રેરણાનો ચિંતાતુર અવાજ સંભળાયો.

અશોક તુરત સાવધ થયો. તેને ઘડી ભર પ્રેરણાને રોહિત વિષે બધું પુછી નાખવાની ઇચ્છા થઇ. પરંતુ તેતો નોકર હતો. તેનાથી પોતાની શેઠાણીને સવાલો ન પુછાય. તેને એવું કશું પૂછવાનો

કશો અધિકાર નહતો.

"નારે, મારી તબિયતને શું થવાનું છે ?" તેણે ઉપરથી નફરતનો દેખાવ ધરતાં કહ્યું.

પ્રેરણા હસી. જળતરંગ જેવી ડોલન ચાલથી તે અશોકના સોફા પાસે આવી અને હાથા પર બેઠી.

"અશોક," તે ધેરા લાગણીભર્યા અવાજે બોલી, "તમે મારાથી કશું છુપાવી શકશો નહિ. તમને જરૂર કંઈ થયું છે."

"અંહં, મને શું થાય ?"

પ્રેરણાએ પોતાનો હાથ અશોકના ખભા પર મૂકયો. "જુઠું બોલામાં. તમે તમારી ચાય પણ પીવાનું ભૂલી ગયા છો. બોલો શું છે ?"

અશોક એકદમ ઊભો થઇ ગયો, "અરે મારી ચાય પણ ભુલાઇ ગઇ ? હું કેવો ભૂલકણો છું. !"

તે ફિક્કું હસ્યો અને ઠરેલી ચાનો કપ ઉપાડી પીવાની શરૂઆત કરી.

પ્રેરણાની આંખોમાં વિષાદની છાયા તરી આવી. તે ફરીથી અશોક ઊભો હતો ત્યાં આવી અને તેના હાથમાંથી ચાનો કપ લઇ લીધો.

"રામચરન !"

"જી." રામચરણ તુરત આવ્યો.

"યે ચાય ઠંડી હો ગઇ હૈ."

"જી. દૂસરા કપ ?"

"હા. લાઓ.

તે ઠંડી પડી ગયેલી ચાનો કપ લઇને ચાલ્યો ગયો. અશોક જડવત્ હજુ ત્યાંજ ઊભો હતો. પાછળની બારીમાંથી તડકો બન્ને પર પડી રહ્યો હતો. તેણે કરુણા ભરી આંખો અશોક પર ફેરવી અને જાણે તેનું હૃદય વાંચતી હોય તેમ બોલી, "બોલો, અશોક,

આજે તમને શું થયું છે ?"

અશોક ફરિથી ફિક્કું હસ્યો. "કશું નહિ."

"ખરેખર તમને ખુબજ કામ કરવાથી થાક લાગ્યો છે. થોડા દિવસોમાં હું નર્મદાની ટુર ગોઠવીશ તેમાં તમે સાથે આવજો. આરામ પણ મળશે અને તબિયત સુધરશે."

"નારે ના. મારે આરામની કશી જરૂરત નથી. આજે તો કોણ જાણે કેમ અચાનક આમ થઈ ગયું." કહી તે હસ્યો.

તેના હસવાથી પ્રેરણાને જરા ખાત્રી થઇ. તે બોલી, "ભલે ત્યારે. પણ ધ્યાન રાખજો કે સંસ્કૃતિની તથા તેના એડિટર બન્નેની સંભાળ લેવાનો બોજો તો મારા ઉપરજ છે."

અશોક પ્રેરણાના શબ્દોનો અર્થ વિચારી રહ્યો. તે શું કહેવા માગતી હતી ?

પ્રેરણાનો મૃદુ હાથ તેના ખભા પર પડ્યો, "અશોક, તમારે ત્યાં રાંધે છે કોણ ?"

અશોક ગૂંચવાયો. "રાંધે કોણ ? લોજમાંથી થાળી આવે છે."

પ્રેરણા ફરીથી તેના તરફ જોઇ રહી. "તમે પેલા સોફા પર બેસો." અને તેણે હાથ પકડીને અશોકને સોફા પર બેસાડ્યો.

રામચરણ એ વખતે બીજો ચાનો પ્યાલો મૂકી ગયો.

"ચાલો, આ ચા પીવા માંડો." પ્રેરણાના માર્દવભર્યા અવાજમાં વાત્સલ્યભર્યો હુકમ હતો.

અશોકે એક બાળકની માફક હુકમનું પાલન કર્યું, તેણે ચા પીવા માંડી.

"સાંભળો, અશોક." તે બોલી, "તમે રાતદિવસ સંસ્કૃતિની ઉન્નતિ માટે તનતોડ મહેનત લો છો. ઘરે સારૂં ખાવાનુંએ મળતું નથી. ભલા, આમ શરીર કેમ ચાલશે ?"

"ચાલે છેને !" અશોક હસ્યો, "હું રીતસર ખાઉં છું. આરામ પણ લઉં છું. પછી શરીરને શું છે ?"

ફરી પ્રેરણાનો હાથ અશોકના ખભા પર સરકી આવ્યો, વાત્સલ્ય અને મૃદુતા તેની આંખમાંથી ઉભરાયાં.

"હોજનો ખોરાક તે કંઇ ખોરાક ગણાય?" તે બોલી, "પછી શરીર બગડેજ ને? તમે 'સંસ્કૃતિ' પાછળ તમારૂં જીવનસત્ત્વ રેડો છો. અને 'સંસ્કૃતિ' અને હું તમને કશો બદલો આપવાને બદલે ઉલટાં દુખી કરીએ તે તો ખરાબ ગણાય." પ્રેરણાનો હાથ તેના વાળને પંપાળી રહ્યો.

"તમે નકામું ઘણું ધારી લો છો. મને તો કશી શારીરિક અસર થતી નથી."

"થાય કે ન થાય. પરંતુ હવેથી તમારે મારે ઘરે રોજ જમવા આવવાનું છે. તમારી તબિયત માટે હું જવાબદાર છું તો હુંજ સંભાળ લઇશ."

અશોક હસ્યો, "પ્રેરણાબેન, એ તમારી ભલાઇ છે. પરંતુ રોજ તમારે ત્યાં જમવા આવવું ઠીક ન ગણાય."

"ગણાય કે ન ગણાય. રોજ આવવુંજ પડશે. બોલો, આવશોને?" તેની આંખો અશોકને વીનવી રહી.

"તમો ઇચ્છાછો તો આવીશ." તે બોલ્યો–તેનાથી બોલાઇ ગયું.

"ઠીકયુ. મારી ઇચ્છા પ્રમાણે રોજ વર્તશો તો તમને કદી કશું નહિ થાય!" તે બોલી.

ફરી અશોક વાક્યનો અર્થ વિચારી રહ્યો.

"હું તો હમેશાં તમારી ઇચ્છા પ્રમાણેજ વર્તું છું અને વર્તીશ. તમારી કોઇપણ ઇચ્છાનો અનાદર કરવા જેટલો કૃતઘ્ન હું નથી."

પ્રેરણાની આંખો હસી રહી. "એમાં કૃતજ્ઞતા જેવું કશું નથી. એતો મારી ફરજ છે."

પ્રેરણા સમજ્યા વિના બોલતી હતી કે અશોક તેનો જુદો અર્થ કરતો હતો? અશોક કશું ન સમજી શકાયે. તેની જીભ પર બે ત્રણ વાર પ્રેરણા પાસે હૃદય ખોલવાના શબ્દો આવ્યા. પરંતુ

કદાચ પ્રેરણા આ અણજાણમાંજ કરતી હોય તો? તેના અશોક પ્રત્યેના કુમળા ભાવો કદાચ નિર્દોષજ હોય તો? માટે અશોકે પોતાનું હૃદય બંધજ રાખ્યું.

અને છતાં તે શક્ય હતું? આટલી ઘનિષ્ટતા, એક યુવાન તથા યુવતી વચ્ચે શું તદ્દન નિર્દોષ હોઈ શકે? અશોક પાસે આવો કાયદો કદી નહોતો આવ્યો. તેણે તેની સાથે વાત કરતાં તેના વાળમાં પણ આંગળાં ફેરવ્યાં હતાં. એ બધું શું ખાલી મિત્રભાવેજ હતું? બધું શું નિર્દોષજ હોય?

"કદાચ હોઇ શકે." અશોકનું બીનઅનુભવી .મગજ વિચારી રહ્યું. અને તેની જીભ પર આવેલા શબ્દો હૃદયમાંજ દટાઇ ગયા.

* * * *

# ૭

બીજે દિવસે અશોક ઘણો વહેલો ઉઠ્યો. તેને ઉગતા સૂર્યનાં આલ્હાદક કિરણોમાં આજે નવીન હર્ષ ભાસ્યો. તેને વાતાવરણ આખુંયે આનંદમય લાગ્યું. તેનું હ્રદય આજે આનંદમાં હતું અને કુદરત તેને સાથ દેતી હતી.

તે આઠ વાગ્યા ત્યાં તો નાહીને તૈયાર થઈ ગયો હતો. તેને પ્રેરણાને ત્યાં રોજ જમવાનું હતું. છતાં જવું કે નહિ? પ્રેરણાએ કદાચ સહજ વિવેકજ કર્યો હોય અને આમ લેના-પડ્યું તે ઠીક ગણાય? કોઇને ત્યાં રોજ જમવું યોગ્ય ગણાય? અને પ્રેરણા તો જવાબદારી ન જાણનારી તોફાની યુવતી હતી. તેના આમંત્રણનો સ્વીકાર કરીને તેના મોટાભાઇ રમેશની આંખમાં પોતાની કિંમત ઘટાડી નાખે તો?

અને કદાચ પ્રેરણા પણ વિવેક ખાતરજ આમંત્રણ આપતી હશે. બાકી એમ તે કોઇ, કોઇને રોજ જમવાનું આમંત્રણ આપે ખરૂં?

અશોકની આંખમાં દર્દ તરી આવ્યું. તેણે આજનું જમણ કેવા અદ્વિતીય સ્વાદવાળું થશે અને પ્રેરણા સાથે જમાશે—એવા એવા કૈંક આશાના મહેલો રચ્યા હતા. અને એ બધું ઉપરના વિચારે

ભાંગીને ભસ્મીભૂત કરી દીધું.

"હું મૂરખ છું. પ્રેરણાબેન તરફ આટલા બધા આકર્ષાવામાં હું મૂર્ખાઇજ કરું છું. કયાં હું મુફલીસ માણસ અને કયાં તે?" તેણે વિચાર્યું.

તેણે કોટ પાછો ઉતારીને ખુરશીના હાથા પર ટીંગાડી દીધો. હેટ દૂર ટેબલ પર ફેંકી અને ફરી વિચારમાં ને વિચારમાં આમ-તેમ ફરવા લાગ્યો. પરંતુ તેના બધા વિચારો ચુંબકીય આકર્ષણથી પ્રેરણા તરફજ વળતા હતા. તે એવા વિચારોમાં પડયો હતો કે જેનો આદિ કે અંત ન હતો. જે વિચારતાં હૃદયમાં દર્દ થતું અને છતાં એ દર્દમાંયે મીઠાશ હતી.

શું તે પ્રણયી બનતો જતો હતો?

ફરી તેણે બારી બહાર નજર નાંખી જોયું. કદાચ પ્રેરણા બોલાવવા આવતી હોય તો? પણ ત્યાં કોઇ ન હતું.

"એમ નજ જવાય. ખરાબ લાગે. પ્રેરણાબેન પૂછશે ત્યારે કંઇ પણ બ્હાનું આપી દેવાશે." તેણે વિચાર્યું.

અને બેચેન હૈયે તે ટેબલ પર બેઠો.

બહાર બંધ થતાં મોટરના મશીનનો 'ઘરરરાટ' સંભળાયો. તેના કાન તે તરફ મંડાયા. હૃદયમાં આશાનું મોજું ફરી વળ્યું.

"હશે કોઇની ગાડી." તે બબડયો.

દાદર ઉપર ઉતાવળથી ચડતા બૂટનો ટપટપાટ સંભળાયો અને અશોક કશું વિચારે તે પહેલાં પ્રેરણાનો હસતો ચહેરો બારણામાં દેખાયો.

"હલ્લો! તમે તો તૈયારજ છો ને?" તેનાં મોં પર આનંદ હતો; શ્રમની આછી રતાશ તેના ગૌર મોંને જુદીજ દીપ્તિ આપતી હતી.

"બેસો." અશોક હસ્યો.

"એ તો ન કહો તોયે બેસવાનીજ છું." એ હસી પડી.

"બેસતાં કેમ નથી ?"

"હજુ ઘર તો મને જોવા દો !"

અને અશોકને પુછ્યા કે સાથે લીધા વિના તે અંદરનો ઓરડો જોવા ગઇ.

બે ત્રણ મિનિટ બાદ તે પાછી આવી.

"બસ. આ એક જ ઓરડો છે ?" તે આશ્ચર્યસહ બોલી.

"તો મારા જેવા એકલાને કેટલાક ઓરડાની જરૂરત હોય ?" અશોકે પ્રશ્ન કર્યો.

"તો કોણ તમને એકલા રહેવાનું કહે છે ? બેકલા થાવને !" તે હસતાં બોલી.

અશોક આ યુવતીને સમજીજ ન શક્યો. તે મશ્કરી કરતી હતી ? કે ખરેખર તેને બોલવાની તક આપતી હતી ?

"બેકલા થવાનું મારા હાથમાં નથીને !" તે બોલ્યો.

"ત્યારે શું મારા હાથમાં છે ?" તેના અવાજમાં મશ્કરી હતી કે સચ્ચાઇ તે સમજી શકાતું નહતું. છતાં અશોકે ઝંપલાવ્યું, "હાસ્તો. મારી બધી જવાબદારી તો તમે ગઇ કાલે માથે લીધી છે ને !"

પ્રેરણાનું હાસ્ય જરા ગંભીર થયું, "તો યાદ રાખજો હાં ! મેં જવાબદારી લીધીજ છે અને તમે મારી ઇચ્છા મુજબ વર્તવાનું વચન આપેલ છે !"

"હું તે કબૂલ કરૂં છું." અશોક હસ્યો, અને સાવધાનાથી ઉમેર્યું, "ચાલો એવી ગાંડી વાતો જવા દઇએ. તમે ચાહ તો લેશોને ?"

"આપણી ના નથી."

"આ તે માણસ છે ! શું બસ તુરતજ હા પાડી દેવાય ?" અશોક ગૂંચવાતો અંદરના ઓરડામાંથી સ્ટવ, પ્યાલા રકાબી વગેરે લઇ આવ્યો.

"તમે સામે ખુરશી પર બેસો. અને હું ચાય બનાવું."

બે એક મિનિટમાં સ્ટવ ચાલુ થઈ ગયો અને પાણી ઉકળવા લાગ્યું.

"અરે હાં, અશોક, તમને ખબર છે?" પ્રેરણા કંઈ યાદ આવતાં બોલી.

"શું?" અશોક ખાંડ નાખતાં બોલ્યો.

"આપણાં પબ્લિસીટી મેનેજર છે ને?" પ્રેરણાની આંખોમાં મસ્તી ચમકી રહી.

"હા? કુસુમબેન."

"એ હમણાં પ્રેમ કરતાં શીખતાં લાગે છે!"

"શું?" અશોકના હોઠ પર આછું સ્મિત ફરી વળ્યું, "કોની સાથે?"

" 'સંસ્કાર'ના અધિપતિ રાજેનબાબુ સાથે. વિચિત્ર છે ખરૂં ને?"

ફરી પ્રેરણા ખડખડાટ હસી પડી.

"રાજેનબાબુ સાથે?" તે વિચારસહ બોલ્યો, "હું તો કુસુમબેન જેવાં ગંભીર માણસ પ્રેમ કરે તે કલ્પી શકતો નથી."

"ત્યાંજ ખૂબી છે ને! પણ હું તો તે હમણાં ખુબ સાથે ફરે છે એ ઉપરથી કલ્પું છું. ક્યાંક સાચું ન માની જતા." ફરીથી તે હસી.

"અને સાચું હોય તોયે શું?" અશોક ચા ગાળતાં બોલ્યો, પ્રેમ કરવો તે કંઇ ગુન્હો નથી."

"પણ આટલી ઉમરે?"

"કેમ? કુસુમબેન તો છે બત્રીસેક વર્ષના અને રાજેનબાબુ ચાળીસેકના છે. તેઓ ઘરડાં નજ કહેવાય." અને અશોકે ઉમેર્યું, "હા, પણ તમે તો લગ્નની વિરુદ્ધ છો તેથી કદાચ તમને આશ્ચર્ય થાય." અને તેની આંખો ખૂણામાંથી પ્રેરણાના મોં પરના ફેરફારો

જોઇ રહી.

"તમે શા ઉપરથી માનો છો કે હું લગ્ન વિરુદ્ધ છું ?" પ્રેરણા આવેશ હતી.

" તે દિવસે તમેજ શોભનકાકા પાસે તેમ બોલ્યાં હતાં. "

પ્રેરણા બોલી, " એ તો હું શોભનકાકાને ચીડવતી હતી. બાકી આપણે તો રીતસર પરણવાના."

તે ફ્રાન્ઝબેર અશોક સામે જોઇ રહી.

" તમારા લગ્ન માટે મારી બધી શુભેચ્છાઓ " તે અભિનંદન આપતાં બોલ્યો, " પણ એવો નસીબદાર કયો યુવક નીકળશે ! "..

પ્રેરણાએ ચાનો કપ લીધો અને આંખો ઘુંટડો ભરીને બોલી, "દુનિયામાં પુરૂષોની ખોટ હજુ પડી નથી !" તે મશ્કરીભર્યા અવાજે બોલી.

"ના, ના. હું તેમ નથી કહેતો. હું તો એ જાણવા માગતો હતો કે......" તેને શબ્દો ન મળ્યા "કે ?" પ્રેરણા હસી પડી.

"કે...કે...હું સમજતો નથી કે હું શું કહેવા માગું છું."

"હું સમજું છું. સમજાવું ?" પ્રેરણાએ ચાનો કપ પૂરો કરી દૂર મૂકી દીધો.

"ના ભઇ ના. મારે નથી સમજવું." અશોક ગભરાઇ ગયો.

પ્રેરણાએ ખુરશી નજીક ખેંચી. અશોકના ખભા પર હાથ મૂકીને તે બોલી, "તમારે મા જીવે છે ?"

"ના." અશોક પ્રશ્નનો ઉદ્દેશ ન સમજી શક્યો.

"બેન ?"

"ના. કેમ ?"

"તમે કદી કોઇ સ્ત્રીઓના નજીકના સંબંધમાં આવ્યા છો ?"

"ના. પણ કેમ પૂછવું પડે છે ?" તે ગભરાઇ ગયો.

"તેથીજ તમે સ્ત્રીઓને સમજી નથી શકતા. અને તેથીજ તમે શું કહેવા માગતા હતા તે હું સમજી શકી !"

એક ક્ષણમાં તે પાછી ખિલખિલાટ હસી પડી, "કેમ, સરસ ફિલ્મનો પાર્ટ ભજવતાં હોઇએ તેવું વાતાવરણ થઈ ગયું ને ! ચાલો ચાલો, એવાં ગાંડાં કાઢવા કરતાં ઘરે જઇને જમી લઇએ !"

અશોકના વિચારો વેરણ છેરણ થઇ ગયા હતા. આ યુવતી—આ પ્રેરણા તેને મન કોયડો હતી. આટલી છૂટ, વાક્યે વાક્યે ગૂઢ અર્થ ભર્યાં વાકયો ! અને છતાં કદાચ તે મશ્કરીજ કરતી હોય ! કદાચ બધું તે મજાકમાંજ કરતી હોય. માટે અશોકે મન પર કાબૂ રાખી મૂર્ખાઇનું પ્રદર્શન નજ કરવું.

અને હંમેશાં હસતું એ સુંદર મોં મોં જાણે કે તેને લલચાવતું હતું. એ જીવંત ચાંચલ્ય સમી પ્રેરણાને બાથમાં લેવા તેનું હૃદય ઉછળતું હતું. છતાં અશોકથી મૂર્ખાઇ ન થાય. સૌંદર્યથી આકર્ષાવું એ તો મનુષ્ય સહજ પ્રકૃતિ છે; પરંતુ તે આકર્ષણને કાબૂમાં રાખવામાંજ દેવત્વ છે.

---



નીચે ઉતર્યા બાદ અશોક તથા પ્રેરણા તેની મોટર પાસે આવ્યાં. પ્રેરણા બારણું ખોલીને બેઠી અને સ્ટીઅરીંગ પર હાથ મૂકી અશોક સામું જોયું.

“આવી જાઓ.” તેની આંખો અસ્પષ્ટ આમંત્રણમાં ચમકી રહી.

“હા...હા...” અશોક પ્રેરણાની બાજુપર બેસવું કે પાછલી સીટમાં તે મનમાં ગોઠવતો હતો.

“તો મોડું કેમ કરો છો ?” પ્રેરણાએ પેટ્રોલની ચાવી ફેરવી.

“હા...હા...” ફરીથી એની એ ગૂંચવણ.

પ્રેરણાએ ચમકીને તેની સુંદર આંખો અશોક પર ફેરવી, તેની આંખોમાં મસ્તીનો ચમકારો આવી ગયો.

“એમ કરો. પેલી બાજુપર આવો.”

અશોક મોટરને ચક્કર લગાવી બીજી બાજુ પર આવ્યો. પ્રેરણાએ હાથ લાંબો કર્યો અને અવાજ વિના બારણું ઉઘડી ગયું.

“આવી જાઓ.” તે હસતાં બોલી.

“કદાચ તમને નહિ ફાવે. પાછળ જ બેસું.” અશોકની ગભરામણ હજુ દૂર નહોતી થઈ ગઈ.

પ્રેરણા ક્ષણભર તેના મોં તરફ તાકી રહી. તેનો સુંવાળો

ગોરો હાથ અશોકના હાથ પર આછું દબાણ કરી રહ્યો. તે હસી, "બેસો ભાઇ, આપ સાહેબને પાછળની સીટમાં સગવડ રહેશે તેમ કહેતાં વાંધો શો હતો ?"

"ના, ત્યારે તો હું તમે કહો છો ત્યાંજ બેસીશ." કહી અશોક પ્રેરણાની બાજુની સીટમાં ઝૂમી ગયો.

આછા ખટકારા સાથે બારણું બંધ થયું અને ઘુરરરાટ કરતી મોટર સરકી ગઈ.

* * * *

"હજુ તો સાડા નવ થયા છે." પ્રેરણા રસોડા તરફ અશોકને લઇ જતાં બોલી, "આરામથી જમી શકાશે."

"રમેશભાઇ નથી ?"

"ના, એ તો અત્યારે ઓફિસે ગયા છે. એ તો બાર વાગે જમવા આવે છે."

રસોડામાંની સ્વચ્છતા આકર્ષક હતી. અંદર રસોયો રસોઇ કરી રહ્યો હતો. એક બાજુ એક નાના સ્ટૂલ પર એક યુવતી પાન બનાવી રહી હતી. પ્રેરણાને જોતાંજ તે યુવતી હસી.

"ભાભી, તમને નવી ઓળખાણ કરાવું." પ્રેરણા ઉત્સાહમાં હતી.

"એમ ?" પ્રેરણાનાં ભાભી બોલ્યાં. એ ચપળ દેખાતી વીસેક વર્ષની યુવતી હતી.

"હા. આ મારા 'સંસ્કૃતિ'ના નવા એડિટર, અને અશોક, આ મારાં ભાભી."

અશોકે વિનયમાં નમન કર્યું. પ્રેરણાનાં ભાભી ઉમરમાં તો નાનાં હતાં પરંતુ પ્રેરણાની માફક કયાંય શરમાતાં નહિ. તે બોલ્યાં, "અશોકભાઇ, તમારું તો નસીબ છે! અમારાં બેન તો આજ સવારથી રસોડામાંજ બસ 'આ રાંધો ને તે રાંધો' કર્યા કરે છે. નહિતર તો જમવા સિવાય રસોડામાં આવવાની પ્રતિજ્ઞા !"

પ્રેરણાએ ખીજાવાનો ડોળ કર્યો. "જુઓ ભાભી જૂઠું હાંકયે ન

રાખો. નહિં તો અમારા એડિટર સાહેબ ક્યાંક ફૂલાઇ જશે."

અશોકને હસવું કે શરમાવું તે કશું સમજાયું નહિ.

"અને ભાભી, હવેથી તો એ આપણે ત્યાંજ રોજ જમવાના છે. માટે અમારા જમવાના ટાઇમની પણ મહારાજને ખબર આપી દેશો."

અશોક રોજ જમશે તે પ્રેરણાનાં ભાભીને ન ગમ્યું. છતાં મહેમાન દેખતાજ અણગમો ન બતાવવા જેટલી ગૃહસ્થાઇ તો તેમનામાં હતીજ.

"ઘણું સારૂં. આપણને સૌને મજા આવશે." તે બોલ્યાં.

ત્યાર બાદ બન્ને જમવા બેઠાં. પ્રેરણાના ભાભી પીરસવા લાગ્યાં. અને તે પીરસતાં પીરસતાં પણ વાતો કરવાની તક જતી ન કરતાં.

"અશોકભાઇ, અમારે ત્યાંતો આજ રીત. મહારાજ ભલે રસોઇ કરે પરંતુ પીરસવાનું તો ઘરની સ્ત્રીઓનેજ. ભલા, મહારાજ પીરસે તેમાં ભાઇમાણસનું પેટ ક્યાંથી ભરાય?"

"હાસ્તો. આ પ્રથાજ સારી છે." અશોકે સંમતિ આપી.

પ્રેરણાના ભાભીને આ માણસ ગમ્યો. તેમને વાતોનો શોખ અને અશોક તેમની વાતોમાં સંમત થતો ગયો તેથી તેમને લાગ્યું કે રોજ જમશે તોયે ખાસ વાંધો નથી.

"વળી તમેજ કહો. કોને શું ભાવે ન ભાવે તેની મહારાજને ક્યાંથી ખબર પડે! એ તો બૈરાંનુંજ કામ!" ને વેઢમી પીરસતાં બોલ્યાં.

"હાસ્તો."

અશોક તો બે ત્રણ વેઢમી ખાઇને અટક્યો. પ્રેરણાની નજર બહાર તે ન હતું.

"ભાભી, અશોકની થાળીમાં ઘીની તપેલીમાં પેલી ત્રણેય વેઢમી પડી છે તે મૂકી દો."

"નહિ, નહિ." અશોકે ભાભીને વીનવ્યાં.

ભાભી મૂકવી કે નહિ તે વિચારવા લાગ્યાં. ત્યાં પ્રેરણાએ ઊભી થઇને એંઠા હાથે ત્રણેય વેઢમી અશોકની થાળીમાં મૂકી દીધી.

"ખાવીજ પડશે. આમ ભૂખ્યા રહીનેજ દુબળા થઇ ગયા લાગો છો." પ્રેરણા જાણે કે અશોકને ડરાવતી હતી.

"ચાલો ભાઇ, ખાઇ જઇશ." અશોકને તે વેઢમી મીઠી સાકર જેવી લાગી.

તેને તે પ્રેરણાના એંઠા હાથોથી પીરસાયેલી હતી તે સામે જરા પણ વાંધો ન હતો. ઊલટું તેને લાગ્યું કે જીવનમાં જો આમ રોજ જમવા બેસી શકાતું હોય તો તેની લાંબા વખતની હૃદયની ભૂખ સંતોષાય.

પરંતુ એ જોઇને પ્રેરણાના ભાભીના મોં પર આછું સ્મિત ફરકી ગયું.

"પ્રેરણાબેન, તમેયે અશોકભાઇ પર ગજબ જુલમ ગુજારો છો!"

"એમાં જુલમ શાનો?" અશોકેજ પૂછ્યું.

"કેવા લુચ્ચા છે!" પ્રેરણા બોલી ઉઠી, "જોયુંને? ભાઇને વેઢમી ખાવી ગમે છે અને પાછા ના, ના, કરતા હતા."

અશોકને શરમીંદે મોંએ તે ખોટો આરોપ પણ સ્વીકારવો પડયો. તેના હૃદયમાં દરેક યુવકના જીવનમાં અચૂક આવતી એવી ભરતી આવી હતી કે જેમાં સત્ય, અસત્ય, પાપ, પુણ્ય, દુઃખ, સુખ એ બધું એક વ્યક્તિને ખાતર આનંદથી સહન કરી શકાતું હતું.

અને તે વ્યક્તિ હતી પ્રેરણા.

અને ખાતાં ખાતાં અશોક વિચારી રહ્યો. આખીયે જીંદગી મહેનત કરી કમાવું એ બધું શાને ખાતર? તેને લાગ્યું કે પ્રેરણાને ખાતર તે દુનિયાની બધી મુશીબતોનો સામનો કરી શકવા તૈયાર હતો. તેના જીવનના દરેક કાર્યમાં પ્રેરણા ઓતપ્રોત થઇ હતી.

અને પ્રેરણા ન હોય તો? તેનું હૃદય આ વિચારમાં ધબકયું

શા માટે? એ ન હોય તો અશોકને એક પણ કાર્ય કરવાની જરૂરતજ શી હતી? તેણે જે કંઇ કર્યું તે પ્રેરણા માટે. એ ન હોય તો અશોકને જીવનની પણ જરૂરત ન હતી. સુકાન વિનાની નાવ જેવું જીવન અશોકને ત્યાજ્ય હતું.

અને જગતના સનાતન પ્રણયીઓની અનંત હરોળ તેની આંખ આગળ રમી રહી. ઈવને ખાતર આદમે સ્વર્ગ આનંદ પૂર્વક ગૂમાવ્યું; લયલા અને મજનુ, શીરી અને ફરહાદ; એન્ટની અને કિલઓપેટ્રા, અને એવી કૈંક રૂપસુંદરીઓ અને તેમની પાછળ જીવનને તુચ્છ ગણી ઠોકરે મારનાર પુરુષો તેને યાદ આવ્યા.

આખીયે એ પ્રણયીઓની હરોળ જાણે તેને કહેતી ન હોય, "અમેજ જીવન જીવી જાણ્યું છે."

તેને યુદ્ધો, મહેનતો, પૈસો અને એવી બધી જંજાળ વ્યર્થ લાગી. તેને એકજ વસ્તુ સનાતન લાગી. મનુષ્યની અહોનીશ પ્રજ્વલતી પ્રેમની ભૂખ પુરુષ અને સ્ત્રીઓ એજ તત્ત્વ તેને સનાતન ભાસ્યાં. અને એ એના આકર્ષણમાંથીજ આખું જગત અને તેની બધી ચિંતાઓ ઉત્પન્ન થતી લાગી.

તેને હૃદયના ઊંડાણમાં છૂપાયેલો પ્રાચીન પુરુષ કહી રહ્યો, "આ વીસમી સદી, સંસ્કારો સભ્યતા બધું જુઠું છે. સત્ય છે એક–પ્રેરણા અને તું." તેનું સંસ્કારી હૃદય પણ ઘડી ભર પ્રેરણાના સદૈવ હસતાં મોં તરફ જોતાં તેને ચુમવા તલસી ઊઠયું.

તે મૂંઝાઇ ગયો. તેને કદી કોઇપણ સ્ત્રી પ્રત્યે આવું આકર્ષણ નહોતું થયું. ત્યારે આ સ્ત્રીમાં એવું શું હતું કે જે તેનો બધો સંયમ ઓગાળી દેતું હતું! તે સમજી ન શક્યો.

"શું જોઇ રહ્યા છો?" આછાં સ્મિતસહ પ્રેરણા બોલી.

અશોક સાવધ થયો, "કશું નહિ." કહી તેણે બધી ઉર્મીઓ ખલાસ કરી."

"હાથ મોકળું?" તે બોલ્યો.

"હજુ જમણ પૂરૂં ક્યાં થયું છે? હજુ તો દાળભાત બાકી છે!" પ્રેરણા તેના અજ્ઞાન તરફ હસી.

"હા, હા. સાચી વાત." તેને તો લૉજમાંથી બધું સાથેજ પીરસાઈને આવતું.

અને ભાત દાળ બાદ છાશના વાડકા આવ્યા અને પીવાયા. અશોકને સંપૂર્ણ જમણ શું હોઈ શકે તેનો આછો ખ્યાલ આવ્યો યે ખરો.

અશોકે નેપકીનથી હાથ લૂંછ્યા અને પ્રેરણાની ભાભીએ આપેલું પાન ખાધું.

"ચાલો હવે મારો ઓરડો બતાવું." પ્રેરણા આગળ ચાલી.

પ્રેરણાનો ઓરડો કળાત્મક રીતે શણગારાયેલો હતો. આખો ઓરડો બ્લૂ રંગેલો હતો. ટેબલક્લોથ, સોફાનાં કવર અને ફોટાની ફ્રેમો સુદ્ધાં બ્લૂ રંગનાં હતાં. દિવાલ પર આછા રંગોનાં ચિત્રો હતાં. ઓરડાનું આખું વાતાવરણ કળા અને સૌંદર્યપૂર્ણ હતું.

પ્રેરણાએ સ્વીચ દાબી પંખો શરૂ કરી દીધો. "બેસો." તે અશોકને સોફો બતાવતાં બોલી.

અશોક ઓરડામાં ચોપાસ નજર ફેંકતાં બેઠો.

"કેમ ઓરડો ગમે છે?" તે હસતાં બોલી.

"સુંદર, અવર્ણનીય..." અશોક વખાણવા લાગ્યો.

"બોલો, બોલો." પ્રેરણા મશ્કરી કરવા લાગી. "કલાત્મક અદ્વિતીય, અપૂર્વ અને એવાં જે કંઇ વિશેષણો યાદ આવે તે બોલી નાખો!"

ક્ષણે ક્ષણે ફરતા તરંગી વિચારોવાળી આ યુવતીને કહેવું શું! અશોક ચૂપ રહ્યો.

"ખરેખર," પ્રેરણા ગંભીર થતાં બોલી, "ઓરડો તમને ગમે તો છે ને?"

"ખરર તમને ખબર છે આ ઓરડો તો માનવીનં દિલ હલાવી

દે તેવું સૌંદર્ય ધારણ કરે છે !" અશોક પણ ગૂઢ અર્થવાળું વાક્ય બોલી શક્યો.

"એમ ?" પ્રેરણા સાવ મૂર્ખ ન હતી, "એવું કયું સૌંદર્ય ઓરડામાં છે કે જે માનવીનું દિલ હલાવી દે !" તેના અવાજમાં કટાક્ષનો રણકો હતો.

"મને શી ખબર ?" અશોકને જવાબ સૂઝ્યો નહિ.

"તો હું કહું ?" પ્રેરણા તરફ ફરીથી બોલી.

"નહિ. નહિ."

અને પ્રેરણા હસી પડી. "તમે કહ્યુંને કે આ ઓરડો માનવીનું દિલ હલાવે તેવું સૌંદર્ય ધારણ કરે છે. ખરૂંને ?" તે ટેબલ પર પડેલાં બીન તરફ જતાં બોલી.

તેની સફેદ આંગળી બીનના તાર પર ઘડીભર અટકી અને એક ક્ષણમાં મધુરતમ રણકાર બીનમાંથી છેડી નીકળ્યો.

"હવે તો ખરેખર દિલ હાલી ગયું ને !" તે હસી.

તે અશોકના સોફા પાસે આવી. તેણે અશોકના સોફા પર પડેલા હાથને હાથમાં લીધો અને બોલી, "આ બીનનો રણકાર હજુ ગુંજે છે !" તેના અવાજમાં લાગણીની ગાઢતા હતી, "વાતાવરણને સુંદરમાં સુંદર જીવંતતાથી ભરી દે છે." તેનો હાથ આછું દબાણ કરી રહ્યો, "આ ઓરડાનો આછો સ્પર્શ પણ માનવીને સ્વર્ગમાં લઇ જાય છે." તેની આંખો કો વિલક્ષણ ભાવથી અશોકની આંખોને શોધી રહી.

"હા. આ ઓરડાનો આછો સ્પર્શ પણ માનવીને સ્વર્ગના આભાસ કરાવે છે." તે શૂન્ય મનસ્ક રીતે બોલ્યો.

પ્રેરણાએ એક સહજ દબાણ બાદ હાથ ઉપાડી લીધો. અશોક હજુ સમજી નહોતો શકતો. માનવજીવનનાં યુગાન્તરોથી ભજવાતા નાટકનું એ તથા પ્રેરણા પાત્રો થઇ ગયાં હતાં તે હજુ પણ અશોક માનવા તૈયાર ન હતો. અને જ્યાં હૃદય પોતાનોજ માર્ગ

શોધતું હતું.

તે અચાનક ઊભો થયો. તે પ્રેરણા પાસે ગયો અને તેના બ્લાઉઝ નીચેના ખુલ્લા હાથ પર પોતાનો હાથ મૂકીને તેના સામું જોયું. એ મધુર સ્પર સ્પર્શે તેનું મગજ ભમાવી દીધું. એક ક્ષણમાં તે કંઇનું કંઈ કરી નાખત.

"ટન, ટન, ટન." ઘડિયાળમાં અગિયાર વાગ્યા.

તે એક પળમાં સાવધ થયો, "મૂરખ મોડું થયું. હવે ઓફિસે જાઓ."

* * * *



કુસુમના જીવનમાં ઉષ્મા આવતી હતી. તેના હૃદયની સુકુમાર, કુમળી લાગણીઓ હવે ખીલવા લાગી હતી. તેના ચહેરા પરથી દશ વર્ષ સરી પડયાં હતાં. તેના જીવનમાં કદિ ન અનુભવેલી ભરતી આવી હતી.

'સંસ્કૃતિ' કાર્યાલયમાંથી તે નીકળી અને ભદ્રથી બસમાં બેઠી. પાંચેક મિનિટમાં તે 'સંસ્કાર' સોસાયટી આગળ ઊતરી પડી. બપોરના બે વાગ્યા હતા. તેને થયું કે રાજેન બાબુ ચાની રાહ જોતા હશે.

તે આજે જાણી જોઈને પ્રેસમાં થઈને ગઈ. 'ઘરરરર' અવાજ આખાયે વાતાવરણને ભરી દેતો હતો. એક બાજુ મોટા કાગળના વીંટલામાંથી કાગળનો લાંબો ફાળો નીકળ્યાજ કરતો હતો. તે ફાળ પર અનેક જાતની ક્રિયાઓ થતી. અને છેવટે બીજે છેડે મશીનનું અનવરત ઉઘાડ બંધ થતું મોં 'સંસ્કાર'ની તૈયાર નકલો કાઢયેજ જતું હતું. તે વિસ્મયથી સ્તબ્ધ બનીને એ બધું જોઈ રહી. રાજેન બાબુએ આ બધુ ઊભું કર્યું. રોજની રોજ સતત મહેનત કરીને તેણે મહાન પ્રેસ ઊભો કર્યો હતો. 'સંસ્કાર' ની અંગ્રેજી, ગૂજરાતી તથા મરાઠી આવૃત્તિઓ નીકળતી હતી. અને આખાયે પ્રેસ પર

જાણે કે રાજેન બાબુના વ્યક્તિત્વની સચોટ છાપ હતી; તેના જેટલોજ સદ્ધર; તેના જેટલોજ વિશ્વસનીય !

અને તેનું હૈયું ધબક્યું. તેને લાગ્યું કે 'સંસ્કાર' કાર્યાલય તેનું છે. તેને તેમાં આત્મીયતા ભાસી.

"કુસુમબેન, બાબુસાહેબ આપની રાહ જુએ છે," એક પટાવાળાએ આવીને જણાવ્યું.

"વારૂ." કહી કુસુમ ઉપર ગઇ.

* * * *

"થેંક્યુ મીસ કુસુમ." રાજેનબાબુ કુસુમના હાથમાંનો ચાનો કપ લેતાં બોલ્યા.

કુસુમ પોતાનો કપ લઇ આવી અને બીજી ખુરશી પર બેસતાં ઘડીભર રાજેનબાબુ તરફ જોઇ રહી.

"તમે ખૂબ કામ કરો છો. હમણાં." તેણે ટીકા કરી.

રાજેનબાબુ સહેજ હસ્યા, "કામ ન કરૂં તો ચાલે કેમ ! હમણાં તો હું ઉત્તર હિંદ માટે નવાં ત્રણ દૈનિક કાઢવાની યોજનામાં પડયો છું." તેમને કુસુમ પાસે બધી ખાનગી વાતો કહેવી ગમતી.

"પણ આમ ખૂબ કામ કરીને શરીર બગાડશો તો ?" કુસુમે ચિંતાતુર અવાજે કહ્યું.

રાજેનબાબુની વિજળી સમી દ્રષ્ટિ ઘડીભર કુસુમને માપી રહી.

"ના રે ના. એમ શું શરીર બગડતું હતું ?" તે આત્મગત બબડ્યા.

"તમે ચા પીતા નથી !" કુસુમે ટકોર કરી.

"અરે હા." કહી તે સાવધ થયા અને ચા પીવા લાગ્યા.

"પેલી યોજના શી છે ?" કુસુમ પણ જાણે રાજેનબાબુની યોજનાઓ જાણવાનો હક્ક હોય તેમજ વર્તતી.

"વાત એમ છે કે મેં તથા કલકત્તાના બે ચાર ગૃહસ્થોએ મળી એક લિમિટેડ ફર્મ ખોલી છે. તેના તરફથી દિલ્હીથી ત્રણ

હેનિકો બહાર પાડવાં છે. તેઓએ બધું મારા હાથમાં સોંપેલ છે. નવી મશીનરીઓ તૈયાર થઈને આવી ગઈ છે. પ્રેસ લગભગ તૈયાર છે. જાહેરાતો પૂર જોશથી શરૂ કરી દીધી છે."

"તંત્રી કોણ છે ?"

"પહેલાં તો હું જ જવાનો હતો. મારા સિવાય તે નવાં પત્રોને બીજું કોઈ સ્થાયી બનાવે તેવું નથી. પરંતુ મેં હવે વિચાર બદલ્યો છે."

"શા માટે ?" કુસુમનો અવાજ ચિંતાતુર હતો.

"એમ કે હવે ખુબ કામ કરતાં થાક લાગે છે. નવી નવી જંજાળોમાં પૈસા કમાતાં આ ચાળીસ વર્ષ તો ગયાં. હવે તો થાકી ગયો છું." તેમણે છેલ્લો ઘૂંટડો ભરી કપ ટેબલ પર મૂકી દીધો.

"તંત્રી તરીકે કોને મોકલશો ?" કુસુમને ચિંતા થતી હતી.

"હું એજ વિચારૂં છું. કંઈ આ આખી નવી યોજના તૂટવા તો નજ દેવાય. જો પેલા 'સંસ્કૃતિ' વાળા અશોક આપણે ત્યાં હત, તો તેમને તે કામ હું વિશ્વાસપૂર્વક સોંપી શકત." તે લાંબો શ્વાસ લેતાં બોલ્યા.

બે ઘડી બન્ને મૂક રહ્યાં. રાજેનબાબુની આંખો પ્રેરણા પર ઘડી ભર ઠરી રહી.

"પણ અશોકભાઈ તો 'સંસ્કૃતિ' છોડે તેમ જણાતું નથી." તે વિચારતાં બોલી.

"શા ઉપરથી તેમ કહો છો ?"

"પ્રેરણાબેને તેમને હમણાંથી રોજ પોતાને ત્યાંજ જમાડવા માંડ્યા છે. ઘણીવાર વાતો કરતાં હોય ત્યારે પણ પ્રેરણાબેન અશોકભાઈના હાથને બહુ અડ અડ કરે છે."

"તેથી શું ?" રાજેનબાબુ ન સમજી શક્યા.

"તે ક્ષણભર રાજેનબાબુ તરફ મીટ માંડીને જોઈ રહી. અને સહેજ હસતાં બોલી, "તમને ખબર ખબર છે તે કે અમે સ્ત્રીઓ

બનતાં સુધી પુરુષના સ્પર્શથી દૂર રહીએ છીએ. જ્યારે અમે પોતે સામેથી હરતખત વાત વાતમાં જો કોઇ પુરુષનો હાથ અમારા હાથમાં લઇએ તો તેનો એકજ અર્થ થાય ?"

"I see (સમજ્યો !) પણ તમે ભૂલ તો નથી કરતાં ને ? કદાચ અડકવાની છૂટ પાછળ કશો અર્થ ન હોય."

"તમે સ્ત્રીઓનાં માનસ ન સમજી શકો. હું તે બાબત વધારે સમજી શકું." ટૂંકો ઉત્તર પૂરતો હતો.

"ત્યારે અશોકની આશા તો છોડીજ દેવી રહી." રાજેનબાબુના અવાજમાં દિલગીરી હતી.

"એટલે કે તમારે ન છૂટકે દિલ્હી જવું પડશે." કુસુમે નિશ્ચય કર્યો—કેમ જાણે તેને હક્ક હોય.

"હાસ્તો. મરજી નથી છતાંયે." રાજેન બાબુએ લાંબો નિસાસો નાખ્યો.

કુસુમ તે મહાન વ્યક્તિ તરફ જોઇ રહી. શારીરિક આકર્ષણથી પણ પર તેવું વ્યક્તિત્વ તેને આકર્ષી રહ્યું હતું. "ક્યારે પત્રો શરૂ કરવાનાં છે ?"

"અરે હજુ તો ચાર માસની વાર છે. ઓગસ્ટમાં."

"તો જૂલાઇના અંતમાં તો જવુંજ પડે ને ?"

"હાસ્તો." ફરી રાજેનબાબુ વિચારમાં પડી ગયા. તે મનમાં કંઇ ગોઠવી રહ્યા હોય તેવું જણાયું.

"તે બોલ્યા, તમે 'સંસ્કૃતિ' ની નોકરી મૂકી ન દઇ શકો ?"

"કેમ ?" કુસુમને એ પ્રશ્ન અણધાર્યો ન હતો.

"અહીં 'સંસ્કાર' માં તમને પૂરતું કામ આપી શકું." તે અચકાતાં બોલ્યા.

"પણ આપણા 'સંસ્કાર'માં ખાસ એટલો ખર્ચ શા માટે વધારવો?" કુસુમથી 'આપણા' શબ્દ સહજ રીતે વપરાઇ ગયો.

રાજેનબાબુના ખ્યાલ બહાર કુસુમનો એ શબ્દ ન ગયો. તેથી

તે બોલ્યા, "હું એમ ધારતો હતો કે જો તમને હરકત ન હોય તો મારી સાથે ત્યાંના પત્રોમાં કામ કરવા દિલ્હી આવો. તમે હશો તો મને ઠીક રહેશે."

કુસુમનું હૈયું ધબકી ઊઠયું. "તમે હશો તો મને ઠીક રહેશે." કુસુમને લાગ્યું કે જીવનમાં રસ હોય છે ખરો.

તેના મોં પર આછી રતાશ તરી આવી. "હું આવીશ. ખાસ તમારા ખાતર."

"થેંક્યુ. તો જૂલાઇથી 'સંસ્કૃતિ' માંથી છૂટાં થઇ જજો."

"જી."

"મને લાગે છે કે તમારે મને હવે 'જી' ન કહેવું જોઇએ." રાજેનબાબુએ સૂચન કર્યું.

"કેમ ?"

"બસ એમજ......" રાજેનબાબુએ વાકય અધૂરું છોડી દીધું.

કુસુમ ક્ષણ ભર ચૂપ રહ્યા બાદ બોલી, "ઓલરાઇટ."

અને બન્નેનાં મોં પર હર્ષનું આછું સ્મિત દોડી ગયું.

* * * *

તે દિવસે સાંજે કુસુમ ઘરે પહોંચી ત્યારે તેનું હૈયું હર્ષથી થનગનતું હતું. તેને આશા બંધાઇ હતી કે રાજેનબાબુ જરૂર તેના તરફ આકર્ષાયા છે. અને રાજેનબાબુ જેવા મહાન માણસ ! કુસુમ પોતાના ભાગ્યની કલ્પના ન કરી શકી. ફકત એ એટલું સમજી શકી કે તે ખૂબજ નસીબદાર હતી. તેના વર્ષોની તપશ્ચર્યા જેટલુંજ મહાન ફળ તેને મળતું હતું.

તે દોડીને આરસા સામે જઇને પ્રતિબિંબ સામે હસી, "કુસુમ, તું ભાગ્યશાળી છો."

અને તેનું પ્રતિબિંબ તેની સામે ઉલ્લાસભર્યું સ્મિત વેરી રહ્યું.

# ૧૦

કુસુમ અને રાજેનબાબુની મૈત્રી ઝડપભેર આગળ વધી રહી હતી. બન્ને ખૂબજ અંગત મિત્રો બની ગયાં હતાં અને બંને એકબીજાના અરસપરસના ભાવો સમજી ગયાં હતાં. રાજેનબાબુને હવે કુસુમ પોતાને ચાહે છે તે વિષે શક રહ્યોજ નહતો. બન્ને એકબીજાનાં હૃદયની ઊર્મિઓ પારખી શક્યા હતાં.

અને છતાં બન્ને વચ્ચેની અભેદ્ય દિવાલો હજુ તૂટી ન હતી. હજુ રાજેનબાબુએ કુસુમ પાસે ખુલ્લી લગ્નની માગણી કરવા જેટલી હિંમત કરી ન હતી. તે સંમતિની પૂરી ખાત્રી થયા વિના માગણી કરીને હાસ્યાસ્પદ થવાની બીકથી ડરતા હતા. અને કુસુમ રોજ એજ રાહ જોતી હતી. ઘણી વખત એ વાત આવે તેવી વાતો કરતી હતી છતાં હજુ રાજેનબાબુ ડરતા હતા. રખેને કદાચ કુસુમ ના પાડે તો?

કુસુમને લાગતું હતું કે આ તે કેવો ડોબો પુરુષ હતો! આટઆટલી વાતચીતો પછીથી પણ જો માણસ ન સમજે તો શું તેના મોંમાં આંગળી નાખી બોલાવવું છે? એ તો પ્રેરણા જેવીજ કરી શકે. કુસુમથી તે ન થાય.

* * * *

ઓફિસમાં બપોરે આવીને કુસુમે રાજેનબાબુ માટે ચા બનાવી. હવેથી તો ચા બનાવવી એ તેના મુખ્ય કાર્યોમાંનું એક બની ગયું હતું. તેને રાજેનબાબુને પસંદ પડે તેવી ચા બનાવવામાં એક જાતની હોંસ હતી.

"આજે જરા મોડી પડી. ખરૂં ?" તે રાજેનબાબુને કપ આપતાં બોલી. કપ લેતાં બન્નેનાં આંગળાં અડક્યાં. ઘડીભર આંગળાં અડકેલાંજ રહ્યાં.

"સહેજ." રાજેન બાબુએ બને તેટલું મોડું કરી કપ લીધો.

"ઘણું મોડું ગણાય. તમારી ચા અડધો કલાક મોડી થઇ." કુસુમ હસતાં બોલી.

પહેલાની ગંભીર કુસુમ હવે તો ઘડીને પળે હસી શકતી. અને એ સાંચવેલા કિમતી હાસ્યમાં કો અનોખી મધુરતા હતી.

"હમણાં, તમારી તબિયત જરા સારી થઇ છે !" કુસુમ તરફ પ્રશંસા ભરી નજર નાખતાં રાજેનબાબુ બોલ્યા:

કુસુમના મોં પર એક સુરખી ચુંબન કરતી દોડી ગઇ. રાજેન બાબુ પોતાનાથી કશું વધારે બોલાઇ ગયું છે તેમ ધારી ઘડીભર મૂંગા મૂંગા ચા પીવા લાગ્યા.

બન્ને અકળામણ અનુભવતાં હતાં. બન્નેની આંખો એકબીજાની ભાષા વાંચી રહી હતી. કુસુમને થતું કે એ કેમ બોલતા નહિ હોય ? રાજેનબાબુ કોઇ આડકતરી રીતે વાત પર આવવા માગતા હતા. હજુ તેમને અડકેલી સુંવાળી આંગળીઓની ધ્રુજારી તેમના હાથમાં, તેમના લોહીમાં ઝણઝણી રહી હતી.

"મેં અશોક વિષે આવતી કાલના અંકમાં અગ્રલેખ લખવા ધારેલ છે. તેનો બ્લોક તે દિવસ છાપેલ તેજ મૂકશું ને ?" રાજેન બાબુએ કંઇ વાત ન મળવાથી વાત ઉચ્ચારી.

કુસુમને ખબર હતી કે અશોકના ફોટાનો બ્લોક ત્યાં હતો કેમકે એકવાર તેનો ફોટો 'સંસ્કાર' માં છપાયેલ. તેના મગજમાં અચાનક

વિચાર ધસી આવ્યા. તેની ભ્રમરો ક્ષણભર વિચારમાં સંકોચાઇ.

તે બોલી, "આપણે ત્યાં તેનો બ્લોકજ ક્યાં છે-?"

"અરે છે તો. ૨૮ મી એપ્રિલના અંકમાં તેનો ફોટો છે ને!" રાજેનબાબુ. એક એક બાબતમાં ચોકસ રહેતા.

"તમે ભૂલો છો," તે તદ્દન જુદું બોલી, "અશોકભાઇનો બ્લોક આપણે ત્યાં કદી છપાયોજ નથી."

રાજેનબાબુના વિચારો ઝડપથી દોડી રહ્યા. તે જાણતા હતા કે કુસુમેજ તેનો ફોટો લાવી આપેલ અને તે ભૂલી કેમ જાય?

"અરે છેજ! તમે પોતે ફોટો લાવેલાં!"

"કદી નહિ. હું લાવીજ ન હતી."

"અરે ઊભાં રહો બતાવું." કહી રાજેનબાબુ ઊભા થયા.

"નહિ, થોભો. આપણે શરત લગાવીએ."

રાજેનબાબુ ક્ષણભર શંસય ભરી રીતે કુસુમ તરફ જોઈ રહ્યા અને અચાનક તેમના મગજમાં પ્રકાશ પથરાઈ રહ્યો.

"કબૂલ. શી શરત?" રાજેનબાબુ બેસતાં બોલ્યા.

કુસુમ વિચારી રહી. "શી શરત?" તે હસતાં બોલી. "હાં. જો તમે હારો તો તમારે હું માગું તે આપવું."

રાજેનબાબુ સમજી ગયા. તેમને ખાત્રી હતી. તે હારવાનાજ ન હતા. તેમને કુસુમની આ યુક્તિ ગમી.

"અને જો તમે હારો તો?"

"તો? તો શું? બોલો."

"તો તમારે હું માગું તે મને આપવું."

"કબૂલ. જુઓ ફાઇલ."

કુસુમનો શાંતિથી બેસી રહી. તેના ગાલ પર રતાશ તરી આવી હતી. તેની અણુયજીત હાથવેંતમાં હતી. તેણે રાજેનબાબુ માગવાની તક આપી હતી. તે માગવાની હિંમત કરશે?

"જુઓ. આ રહ્યો ફોટો. બસ. હાર્યાંને?" રાજેનબાબુને હસતાં

બોલી ગેડયા.

"હાસ્તો." કુસુમ નીચું જોઈ ધીમું હસી રહી.

"તો હું માગું તે આપવું પડશે." રાજેનબાબુનું હૃદય ધબકી રહ્યું હતું.

કુસુમ ચૂપ રહી.

"પસ્તાવો થતો હોય તો હજુ ન માગું!" રાજેને કુસુમની ચૂપકીદીનો અર્થ માગ્યો.

કુસુમથી હવે ચૂપ રહેવાય તેમ ન હતું, "નારે, તમે જે માગો તે આપીશજ તો."

અને તે રાજેનના નિર્ણયાત્મક સ્વરની રાહ જોતી નીચું જોઈ રહી.

"ખરેખર આપી શકશો?" રાજેનબાબુ પૂરી ખાત્રી કરવા માગતા હતા.

"જરૂર."

"જરૂર."

"હા."

ક્ષણભર રાજેનબાબુ વિચારી રહ્યા. સીધેસીધું પૂછવું તે કેટલું વિકટ કાર્ય છે તે હવે તેમને સમજાયું. વ્યાપાર અને હૃદયની લાગણીઓનો રાહ જૂદાજ હોય છે તેમ હવે તેમને ખાત્રી થઈ.

"તો......" ને ફરી અટક્યા. વ્યાપારની ગમે તેવી વાતો હોય તો તે સરળતા કહી શકનાર રાજેનબાબુ આ સાદી વાત કહેતાં થોથરાતા લાગ્યા.

કુસુમનો સમસ્ત આત્મા આંખોમાં ઠલવાયો. તે રાજેનબાબુ તરફ એવા ભાવથી જોઇ રહી! રાજેનબાબુને કદી ન ગુમાવેલ હૃદયપરનો કાબુ આજે સહી જતો લાગ્યો.

"શું માગશો?" તે બોલી.

"મારી સાથેજ હમેશને માટે રહેવા આવો." રાજેનબાબુએ

ફેરવીને પૂછ્યું.

કુસુમને એતો ખાતરી હતી કે રાજેનબાબુ લગ્નનીજ માગણી કરતા હતા. તેમની માગણીનો બીજો કશો અયોગ્ય અર્થ ન હતો. છતાં તે વિચારી રહી.

"કેમ વિચારમાં પડી ગયાં ?"

કુસુમ કશો જવાબ ન આપી શકી.

"હજુ જો તમને ઇચ્છા ન હોય તો હું મારી માગણી જતી કરીશ. હું તમને નાહક ગભરાવવા નથી ઇચ્છતો." તે નિરાશા ભર્યા અવાજે બોલ્યા. તેને લાગ્યું કે તેણે કુસુમની લાગણી સમજવામાં ભૂલ કરી હતી.

"નહિ, નહિ. મને કબૂલ છે. પરંતુ લોકો ફાવે તેમ બોલશે તેનું શું ? મને તે પસંદ નજ હોય !" કુસુમ લગ્ન વિષે ચોખવટ કરવા માંગતી હતી.

રાજેનબાબુ સમજી ગયા.

"તો તમે રહો અને લોકો ફાવે તેવું ન બોલે તેવો રસ્તો શોધી કાઢીએ." તે મર્મમાં બોલ્યા. હજુ તેમને ડર રહેતો હતો.

"પણ એનો રસ્તો તો એકજ હોય."

"શો ?" રાજેનબાબુએ પૂછ્યું.

કુસુમ નીચું જોઇ રહી. તેના મોં પરની રતાશજ ઉત્તર આપી દેતી હતી.

"તમે નથી સમજી શકતા ?"

બન્નેની આંખો એક બીજાને સમજી ગઇ.

"હું પણ એજ કહું છુંજ તો." રાજેનબાબુએ સ્ફોટ કર્યો.

"શું ?" કુસુમે નિર્દોષ થવાનો ડોળ કર્યો.

"તમે નથી સમજી શકતાં ?" રાજેનબાબુએ પણ એજ શબ્દો ફરીથી વાપર્યા.

"હું સમજી શકું છું ને નથી સમજી શકતી."

"આપણે સાથે રહીએ તો એનો એકજ અર્થ થઇ શકે એ તો તમે પોતે બોલ્યાં." રાજેનબાબુ હસી પડયા. "હું તમને મારી સાથે લગ્ન કરવા કહું છું. હવે એતો ચોખ્ખું છે ને?" તેમણે સીધી વાત કરી.

કુસુમનું હૃદય આનંદના સૂરોથી ઝણઝણી રહ્યું. રાજેનબાબુ કુસુમના જવાબની અધીરાઇથી રાહ જોઇ રહ્યા. તેમના હૃદયના ધબકારા વધી ગયા. જીંદગીમાં આ પહેલીજ એવી સ્ત્રી હતી કે જેની પાસે રાજેનબાબુએ લગ્નની માગણી કરી. અને તે જો......તેમ નજ બને છતાં રાજેનબાબુનું હૃદય કરી રહ્યું.

"તમે ગભરાશો નહિ. તમે ના પાડશો તોયે હું તે સ્વીકારી લઇશ. અને જાણે કશું નથી બન્યું તેમજ વર્તીશ. હું તમારા પર તમારી સંમતિ ન હોય તો આડકતરું દબાણ નથી લાવતો."

આવા ઉદાર તથા સીધા માણસને કુસુમથી ના પડાયજ કેમ?

જવાબમાં કુસુમ રાજેનબાબુ તરફ જોઇ હસી.

"મારો જવાબ હજુ તમે ન આપ્યો." રાજેનબાબુને મન તેની હા કે ના ઉપર જીવનસુખનો આધાર હતો.

કુસુમને લાગ્યું કે હવે તો જવાબ દેવોજ પડશે.

"એમાં જવાબ દેવા જેવું શું છે?"

"તોયે?"

કુસુમે ટેબલપરથી ઇંડીપેન લીધી તથા નોટપેપર પર લખ્યું "શ્રીમતી કુસુમ રાજેન ચેટરજી."

રાજેનબાબુ એ જોઇ રહ્યા.

તે રાજેનબાબુ સામે જોઇ બોલી, "મને એ નામ સામે કશો વાંધો નથી."

રાજેનબાબુએ નીરાંતનો શ્વાસ છોડયો. "ઠીકયું. જો તમે ના પાડી હત તો મારી જીંદગી બગડી જાત."

તેના શબ્દો પાછળ રહેલો હર્ષ કુસુમ પારખી શકી. તેને

લાગ્યું કે આ મહાન માણસ તેને—એક અજાણી સ્ત્રીને—પરણવા તૈયાર થવામાંયે ઉદારતા બતાવતો. જ્યારે રાજેનબાબુ પણ એમજ ધારતા હતા કે કુસુમ જેવી સુંદર સ્ત્રી તેના જેવા વ્યાપારમાં શુષ્ક થઇ ગયેલા માણસને પરણવામાં ઉદારતા બતાવતી હતી.

"તમે મારા વિષે કશું જાણવા નથી માગતા?" કુસુમે પૂછ્યું.

"તમારા વિષે મારે શું જાણવાનું હોય?" રાજેનબાબુને આશ્ચર્ય થયું.

"કે મને બત્રીસ વર્ષ થયાં છતાં હું કેમ પરણી નથી વગેરે?"

"ઓહો!" રાજેનબાબુ હસ્યા, "મને ચાલીસ થયાં તોયે હું પરણ્યો નથી એ તો નથી પૂછવા માગતાં ને?"

"નારે." તે હસી, "ફરી ચા લેશો?"

"અહીંજ બનાવો."

કુસુમ અંદરની ઓરડીમાંથી ચાનો સામાન લાવી અને સ્ટવ પેટાવ્યો.

"ઘણીવાર પુરુષોને સ્ત્રીને પરણતા પહેલાં તેના વિષે બધું જાણવાની ઇચ્છા હોય છે તેથી હું બોલી કી. કે તમે મારો ઇતિહાસ જાણવા નથી માગતા?"

રાજેનબાબુ ઊભા થયા અને કુસુમના સ્ટવ પાસે ઊભીને બોલ્યા, "તમને ખબર છે? તમારે તમારો ઇતિહાસ કહેવો હોય તો મારી ના નથી. બાકી હું તમને પરણું છું એ ખાતર કે તમે કુસુમ છો. બાકીની બીજી એક પણ વાત—ઇતિહાસ કે કશાની મને જરા પણ પરવા નથી. હું તમને ચાહું છું એટલુંજ બસ છે."

કુસુમ આ માણસ પ્રત્યે જોઈ રહી. એક સ્ત્રીના ભૂતકાળ વિષે કશી પણ પૂછપરછ કર્યા વિના તે ફક્ત ચાહે છે એ ખાતરજ એ પરણતો હતો. તે ઉદાર હતો, મહાન હતો. કુસુમનું હૃદય અભિમાનથી ધબકયું.

"ઠીક્યું. મારે તો કશો ઇતિહાસ છેજ નહિ, એ હું ખાત્રી

પૂર્વક કહું છું." તે ચાનું પાણી ગળતાં બોલી.

રાજેનબાબુ હસી પડયા—એના એજ ધીમા આકર્ષક અવાજે.

"તમને હું શું કહીને બોલાવું ?"

"કેમ ?" કુસુમ હસતાં બોલી.

"કંઈક કહીને બોલાવવું તો પડશે ને !"

"તો જે કહેતા તેજ કહીને બોલાવજો." તેણે મશ્કરી કરી.

"ઓલરાઇટ, મીસ કુસુમ."

કુસુમ પહેલીજવાર ખડખડાટ હસી પડી.

"તમને લાગે છે કે પરણ્યા પછી .પણ મને તમે મીસ કુસુમ કહેશો ?" તે હસી.

રાજેનબાબુ મુંઝાયા.

"તો કુસુમ કહું તો ?"

"ચાલશે." કહી કુસુમે ચાનો કપ આપ્યો.

ફરીથી બન્નેનાં આંગળાં ઘડીભર અડકી રહ્યાં. કુસુમને થયું કે રાજેનબાબુ કદાચ ચાનો કપ મૂકીને તેને ચુંબન કરશે. અને તેમાં કુસુમને કશો વાંધો પણ ન હતો.

રાજેનબાબુનું હૃદય તેમજ ઇચ્છતું હતું. પરંતુ તેમને લાગ્યું કે કદાચ કુસુમને એ ન ગમે. અને એ રીતે બન્ને એટલાંજ દૂર ને દૂર રહ્યાં. બન્ને ઇચ્છતાં હતાં કે કશું થાય, પણ એ અકસ્માતો વાર્તાઓમાં બને. રાજેનબાબુ તથા કુસુમના જીવનમાં તેવું કશું ન થયું.

કુસુમ હસી, "હું તો તમને રાજેનબાબુજ કહીને બોલાવીશ પહેલાંની માફકજ."

"ફાવે તે કહેજોને !"

બન્નેએ ક્ષણ બાદ ચા પૂરી કરી. રાજેનબાબુ કુસુમ તરફ ફર્યા.

"જુઓ કુસુમ, હવે તમારે 'સંસ્કૃતિ'માં નોકરી કરવાની શી

જરૂરત છે ?"

"કશી નહિ."

"તો ?"

"રાજીનામું આપી દઉં. પરંતુ તેઓ ના પાડે તો નોટીસ આપીને પણ એક માસ તો કામ કરવું પડે."

"ના, એમજ કરીએ. હું પોતે કાલે આવીને મી૦ અશોક તથા પ્રેરણાબેનને વાત કરીને તમને છૂટાં કરવા સમજાવું. મને ના નહિ પાડે."

કુસુમ પણ એ તો જાણતી હતી કે રાજેનબાબુને ના પાડવા જેટલી હિંમત કે શકિત અશોક કે પ્રેરણા બન્નેમાંથી એકેયમાં ન હતી.

"એ ઠીક થશે."

"અને એક બીજી વાત સૂચવું ?"

"શું ?"

"આપણે નર્મદા કાંઠાની એકાદ ટૂર પર પંદરેક દિવસ જઈએ."

"લગ્ન પહેલાં ?" તે હસતાં બોલી.

"આતો લગ્ન પહેલાંની ટૂર. આવીને પછી લગ્ન રાખશું, કેમકે લગ્ન માટે ઘણી ગોઠવણો કરવી પડશેને !"

"પણ એ બધી માથાકૂટ કરતાં તમને કેટલો થાક લાગશે !" કુસુમને હવે તો રાજેનબાબુના શરીરની ચિંતા થાય તે સ્વાભાવિક હતું.

રાજેનબાબુ હસ્યા, "એ બધું તો હું આપણા મેનેજરને સોંપી દઈશ. અને ટૂર દરમિયાન મને લાગે છે કે હું દિલ્હીના કામને પહોંચી વળવા જેટલી શકિત તો મેળવી શકીશ."

"હાસ્તો. બાકી હું તમારા કામમાં હવે તો અર્ધો બોજો ઓછો કરી શકીશ."

રાજેનબાબુની ગંભીર આંખોમાં તોફાન ચમક્યું, "તમે ખૂબ

મહેનત કરી. તમને કામ કરાવવા કરતાં તો બીજા દશ નોકર તમે રાખી શકો તેટલો પૈસો તમારી પાસે છે ને !"

કુસુમ હસી પડી. "હું ભૂલી ગઇ હતી કે હું હવે તો ખૂબ પૈસાદાર બની છું."

"હાસ્તો. મારી પેલી લીલી વોક્સહોલ ગાડી છે તે હવે તમેજ વાપરજો. હું નાની હીલમેન વાપરીશ."

"ના. હું તો તમારીજ મોટરમાં આવીશ જઇશ. આપણને જૂદી મોટર નથી જોઇતી."

"તો એ મને વધારે ફાવશે." રાજેનબાબુ ફરી હસ્યા.

"તો મેનેજરને બોલાવીને કામકાજ સોંપવા માંડીએ." તે ફરીથી બોલ્યા અને ઘંટડી વગાડી.

"જી ?" પટાવાળો આવ્યો.

"મેનેજરને મોકલો."

થોડીવારે 'સંસ્કાર' માં વીસ વીસ વર્ષથી કામ કરતા મેનેજર આવી પહોંચ્યા.

"જી આપે મને બોલાવ્યો ?" તે વિવેક સહ બોલ્યા.

"હા. બેસો. ચા લેશો ?"

"જી નહિ. હમણાંજ પીધી."

"ઠીક ત્યારે. હું તમને એક નવીન સમાચાર આપવા માગું છું."

"શા ?" મેનેજરને આશ્ચર્ય થયું.

"હું પંદર દિવસ માટે હવાફેર માટે બહારગામ જાઉં છું. તો ત્યાંસુધી તમારે 'સંસ્કાર' બરાબર ચાલે તે ધ્યાન રાખવાનું છે."

"જરૂર." તેમણે માથું હલાવ્યું.

"અને ત્યારબાદ આવીને હું લગ્ન કરવાનો છું."

માથે બોંબ પડયો હોય તેટલા આશ્ચર્યથી મેનેજર ચમકી ગયા.

"જી ? આપ ? લગ્ન કરવાના ? કોની સાથે ?" એકી સાથે પ્રશ્નો તેમનાથી પૂછાઇ ગયા.

કુસુમ આછું હસી રહી.

રાજેનબાબુ બોલ્યા, "તમને મારાં ભાવિ પત્નીનીજ ઓળખાણ કરાવું. જુઓ આ મીસ કુસુમ તે મારાં ભાવિ પત્ની."

કુસુમે હસતાં નમન કર્યું.

"ઘણુંજ સરસ. હું ખરેખર ખુશી છું...ઘણુંજ સરસ...ઘણુંજ."

મેનેજર ખરેખર ખુશ હતો, "પેપરમાં ગજબ હોહા થઈ શકશે."

"મને લાગે છે કે હમણાં પેપરમાં ન લઇએ." રાજેનબાબુ બોલ્યા.

"શા માટે નહિ ?" કુસુમ વચ્ચે પડી, "આપણે શા માટે એક પણ કાર્ય છૂપાવવું જોઇએ ?"

"તો તમારી મરજી." અને તે મેનેજર તરફ ફરીને બોલ્યા, "અને આ સમાચાર 'સંસ્કાર' સુંદર લાગે એવી રીતે છાપજો."

"ત્યારે હું જાઉં ?"

"હા......જરા થોભો." રાજેનબાબુ બોલ્યા, "લગ્ન હું હવાફેર-માંથી આવું કે તુરતજ કરવાનાં છે તો તેની તૈયારી માટેની જવાબદારી તમારા પર રાખી શકું ?"

"જરૂર. એ તો મારે માટે અભિમાનની વાત ગણાશે."

"થેંક્યું. ત્યારે એ તૈયારી પણ કરવા માંડજો."

"વારુ."

"અને આવતા માસમાં આખા 'સંસ્કાર' ના બધા નોકરોને એક પગાર ઇનામ તરીકેનો વધારે આપજો. બરાબર છે ને કુસુમ ?"

"બરાબર છે." કુસુમ આનંદથી બોલી.

"ત્યારે એ બધું કરી નાખજો." રાજેનબાબુએ મેનેજરને જવાનું સૂચન કર્યું.

આ પ્રમાણે કુસુમના સહજીવનનાં પગરણ મંડાયાં. એ સહજીવન પ્રેમના બાહ્ય ઉભરાઓ ઉપર રચાયું ન હતું. તેનાં મૂળ તો એથીયે ઊંડા હતાં. બન્નેના હૃદયની ઊંડી લાગણીઓ તેમાં ભાગ લઈ રહી હતી. તેમાં છીછરો પ્રેમ નહોતો, કેમકે બન્ને કંઇ બાળક નહતાં. તેમનો પ્રેમ ઊંડો, ગૂઢ અને સ્થાયી હતો. તેમનાં પ્રેમનાં શાંત સ્થિર પાણીની ઊંડાઇ છીછરાં, ઉછળતાં પાણી કરતાં વધારે હતી.

---

# ૧૧

રાજેનબાબુની લાંબી વોકસહોલ આછી ધરરરાટી બાદ 'સંસ્કૃતિ' કાર્યાલયના પગથિયાં આગળ અટકી. ડ્રાઇવરે મોટરનું બારણું ઉઘાડી નાખ્યું. અંદરથી રાજેનબાબુ તથા કુસુમ બન્ને ઉતર્યાં. અત્યારે તે ગાડીમાંથી ઉતરનારી કુસુમ પહેલાંની નમ્ર, સાદી કુસુમ ન હતી. હવે તો તે હતી એક લાખોપતિની ભાવિ પત્નિ. તેના અંગ પરનાં જે કંઈ થોડાં ઘરેણાં હતાં તે કિંમતી હતાં. હીરાનાં સુંદર એરીંગ તો ગઇ કાલેજ તેઓએ ખરીદ્યાં હતાં. કુસુમની એકએક ચીજ રાજેનબાબુની માફકજ સાદી તથા અતિ કિંમતી હતી.

અને એ બધું તેનાં સ્વર્ગીય સૌંદર્યને ઉપપન્ન હતું. તેને બીજી સ્ત્રીઓ માફક કદરૂપાં શરીરને ઉપરની ટાપટીપથી સુંદર બનાવવું પડતું નહોતું. કુદરતેજ તેને નૈસર્ગિક સૌંદર્યની બેટ દીધેલી, અને કળાએ તે બેટને સુધારી.

ઉતર્યા બાદ કુસુમે સુંવાળા રેશમી રૂમાલથી મોં લુછ્યું. ત્યાર-બાદ રાજેનબાબુ તરફ દ્રષ્ટિ કરી. તેનાં એકએક કપડામાં કળા અને સુઘડતા તરી આવતાં હતાં. તે ખુશ થઈ. તે રાજેનબાબુની નજીક ગઇ. તથા તેમના વાળ પર ચોંટેલું એક તણખલું ધીમેથી

આંગળી વતી દૂર કર્યું, તથા પોતાનો રૂમાલ ત્યાં ફેરવી વાળ સરખા કરી દીધા.

રાજેનબાબુને લાગ્યું કે કોઈ પુરુષ માણસની સેવા કરે અને સ્ત્રી કરે તેમાં જમીન આસ્માનનો ફેર હતો. એ તણખલાના નજીવા બનાવે તેમના હૃદયને ભરી દીધું. તેમના જીવનનો એ ખૂણો વર્ષો થયાં ખાલી હતો. તે પોતાના જીવનમાં ઘણી સ્ત્રીઓને મળેલા, પરંતુ તેમાંની કોઇ તરફ તેને કેમ આકર્ષણ નહોતું થયું ? તે કુસુમ તરફ જોઇ રહ્યા—કેમ જાણે કુસુમનું વિશિષ્ટ આકર્ષણ શોધતા હોય !

તે સહેજ હસ્યા.

"કેમ હસ્યા ?" કુસુમના લક્ષ બહાર એ ન હતું.

"બસ એમજ."

"તોયે ?"

"મને એ ખ્યાલ આવ્યો કે લોકો જાણશે કે હું હવે પરણું છું ત્યારે કેવું આશ્ચર્ય થશે. મારા જેવો વ્યવસાયી, શાંત, ગભીર માણસ કદી પણ પ્રેમ કરી શકે તેવી કોઇને કલ્પના પણ ન હોય ! મને પોતાને મારા પર હસવું આવે છે ! અને છતાં મને એજ આશ્ચર્ય થાય છે કે હું અત્યાર સુધી કેમ પરણ્યો ન હતો."

"તો પરણી નાખવું હતું ને !"

"શું પરણું ! કદી મને કોઈ સ્ત્રી તરફ આકર્ષણ થયુંજ ન હતું. કોણ જાણે તમારામાં એવું શું છે કે મારો બધો સંયમ, મારું બધું મનોબળ કામ નથી આવી શકતું."

કુસુમ હસી રહી. "તો નાહક મનોબળ કે સંયમ રાખવાનો પ્રયાસ શા માટે કરો છો ?"

"એ ખાતર, કે નહિ તો તમને ન ગમે તેવી છૂટ કદાચ મારાથી લેવાઈ જાય."

કુસુમ તેની આંખોમાં જોઇ રહી. "તમારાથી જે કંઈ થાય તે મને ગમશેજ."

અને બન્ને 'સંસ્કૃતિ'નાં પગથિયાં ચડી અંદર ગયાં.

*    *    *    *

તે દરમિયાનના બે થી ત્રણ દિવસ અશોક માટે ખરાબ ગયા હતા. પ્રેરણા તેના જીવનમાં મહત્વનો ભાગ ભજવતી થઇ ગઇ હતી. તેના ભાવિ સુખનાં સ્વપ્નાં ઘડીભર આંખ આગળ રમતાં જણાયાં હતાં. તેની આંખ આગળ સુંદર મધુરૂં, સુરમ્ય, જીવન રમી રહ્યું હતું.

અને એ સ્વપ્નું અશોકને લાગ્યું કે સ્વપ્નુંજ હતું.

*    *    *    *

"અશોક", પ્રેરણા અંદર આવતાં બોલી, "રોહિત આજે આવે છે !" પ્રેરણાની આંખોમાં ઉત્સાહ ચમકતો હતો.

"હં." અશોકને બીજો જવાબ સૂઝયો નહિ. તેને તે સમાચાર જરા પણ ગમ્યા નહિ."

"ઓ રામચરન !" પ્રેરણાએ બૂમ પાડી.

"જી." રામચરણ અંદર આવ્યો.

"શોભનકાકાને બોલાવ તો !"

અશોકને પ્રેરણાનું એકએક વાકય મર્મભેદી થતું હતું. તેના હ્રદયમાં કોણ જાણે શાથી કશું ભારે ભારે લાગવા માંડયું. તેણે હ્રદયની વ્યથા દબાવી સ્થિર થવા મક્કમ પ્રયાસ કર્યો.

"હાકુ છીઃ ગાંડી એને બોલાવ્યો ?" શોભનકાકાએ આવતાં સાથેજ પૂછ્યું.

"શોભનકાકા, રોહિત આજે આવે છે."

"કેમ એ તો જૂનમાં આવવાનો હતો ને ?"

"આ તો લડાઇનો વખત રહ્યો ને ! તેથી વહેલી સ્ટીમર મળી જતાં આવી ગયેલ. કાલથી તો એ અહિંની તેની ઓફિસમાં કામ શરૂ કરશે !"

"સારૂં." શોભનકાકાને બધી વસ્તુઓ આશાવાદથીજ જોવાની ટેવ હતી. "તો ઉતરશે તો તારે ત્યાંજ ને ?"

"હાસ્તો. હું અપોરે તેને લેવા સ્ટેશને જવાની છું ને !"

"ચાલ સારૂં થયું." તે બોલ્યા અને ચાલ્યા ગયા.

અશોકના કપાળમાં ચિંતાની કરચલીઓ પડી ગઈ હતી. તે દાંત કચડીને ધમધમતા મગજને કાબૂમાં રાખવા માગતો હતો. પરંતુ એનું એ ખાલીખમ હૃદય, અને તેમાં ઉભરાતી મર્મભેદી કડવાશ ? અશોક ક્યાં સુધી સહન કરે ?

પ્રેરણા ફરીથી અશોક તરફ ફરી. તેને આજે બેસવાનું કેમ નહિ સૂઝતું હોય ? શા માટે તે આવી ફરફરિયાળ હતી ?

"હું તમને રોહિનની ઓળખાણ કરાવીશ." તે બોલી.

"એ કોણ છે ?"

"અરે તમને રોહિનની ખબર નથી ?" પ્રેરણા અશોકે મોટો ગુન્હો કર્યો હોય તેમ તેના તરફ જોઈ રહી.

"ખરેખર, નહિ." અશોકનું હૃદય ભારેખમ થતું જતું હતું.

"એ તો રમેશભાઇના મિત્ર છે અને ખબર છે ? એ તો મોટા સોશિયાલિસ્ટ છે ! આપણા છાપામાં એમના ફોટા છાપવા પડશે." તે તો ઉત્સાહથી ખખડતીજ જતી હતી.

"જરૂર." અશોકે ભયંકર મહેનતપૂર્વક હૃદયનો કબજો રાખ્યો.

"અને અશોક, એ એટલા તો Wonderful (આશ્ચર્યજનક) છે. તેમની વાતો સાંભળીને તો તમે છક થઈ જશો. અને તે તાજેતરમાંજ ઇંગ્લેન્ડની મુસાફરી કરીને આવ્યા છે."

"બહુ મોટા માણસ હોવા જોઇએ."

"છેસ્તો ! હું તમને જરૂર એમની ઓળખાણ કરાવીશ." ફરીથી પ્રેરણા બોલી.

અશોક તે રોહિનને જોવા તલસી રહ્યો. તેનું આગમન અશોકને એક ભારે ચિંતાનું સ્થાન થઇ રહ્યું હતું. તે પોતે ન સમજી શક્યો કે તેણે શા માટે ચિંતા કરવી જોઇએ.

અને છતાં તેને પ્રેરણા આમ રોહિનમાં આટલો બધો ઉત્સાહ

લે તે પોતાનો હક્ક છીનવાઇ જતો હોય તેમ લાગ્યું. તેના મગજમાં હજારો સારા નરસા વિચારો ટોળે મળ્યા. તેનું મગજ તેના કાર્ય પર ચોંટતું ન હતું.

તેણે દાંત પીસીને ઇન્ડીપેનથી ટાંક તૂટી જાય એવી રીતે ભાર દઇને અગ્રલેખ ધખધખતા મગજે ઘસડવા માંડયો.

મગજ ન ચાલે; હૃદય તૂટે; તોયે અશોકે કામ કરવુંજ જોઇએ. તે નોકર હતો તેનો ખ્યાલ હવેજ તેને આવવા લાગ્યો.

* * * *

તે આખો દિવસ પ્રેરણા ઓફિસમાં ન આવી. તે ઓફિસમાં સાધારણ રીતે પણ નિયમિત તો નજ આવતી. તેમ કરવાની તેને જરૂરત પણ ન હતી. છતાં આજ તે ન આવી તે અશોકને ખૂંચ્યું.

તેની નજર વખતો વખત ઘડિયાળ તરફ ગઇ. હમણાં કદાચ આવશે; એમજ તેનું હૃદય હરવખત કહ્યા કરતું. છતાં તે નજ આવી. અને અશોકનું હૃદય ડૂબવા લાગ્યું. તેને ગળે ડચૂરો બાઝયો. અને કોઇ અગમ્ય અકળામણ તેના હૃદયમાં થવા લાગી. પ્રેરણાને હરઘડી જોવા ટેવાયેલું હૃદય વખતો વખત તેની આંખોને પ્રેરણાની ખુરશી તરફ પ્રેરતું.

તેણે ઉતાવળમાં ઓરડામાં આમથી તેમ આંટા લગાવવા માંડયા. તેનું મન કામ પર ચોંટતુંજ નહતું. તેને વિચારવું હતું; ખૂબ વિચારવું હતું. તેને હૃદયનાં ઊંડાણ ઊખેળીને તપાસવું હતું કે શા માટે તેને પ્રેરણાની ગેરહાજરી આટલી સાલતી હતી.

અને છેવટે તો તે નોકર હતો ને! તેને પ્રેરણા પર શો અધિકાર હતો? પ્રેરણા ધારે તેની સાથે ફરી શકે. તેમાં અશોકે શા માટે વચ્ચે પડવું? તેણે આવી દલીલો તેના મનને સમજાવવા સેંકડો વાર કરી પરંતુ તેનું હૃદય તેજ પ્રશ્નને પાછું છણતું. તેના શાંત, ગંભીર, સ્થિર જીવનમાં ઝંઝાવાતનો ઉછાળો આવ્યો હતો. તેને ખબર નહોતી પડતી કે શું કરવું

બારણું ખૂલ્યું. કદાચ આવી હશે. તેનું હૃદય ધબકયું. પરંતુ તે બારણામાંથી તો રામચરણ 'સંસ્કૃતિ'નો છેલ્લો બહાર પડેલો વધારો મૂકવા આવ્યો હતો.

"લીજીયે યે સાહબ." તે બોલ્યો. પરંતુ અશોકનો વ્યગ્રતાથી મરડાયેલો ચહેરો જોતાં તે સચિંત બોલ્યો, "સાહબ, કયા કુછ હૂવા હૈ આપકું?"

અશોકે સ્વસ્થ થવા સબળ પ્રયાસ કર્યો, "નહિ, રામચરન, કુછ નહિ હૈ. ઐસે હી હૈ."

રામચરણ વિચાર કરતો ચાલ્યો ગયો. અને એક ક્ષણમાં તો બધાંને ખબર પડી ગઇ કે એડિટર સાહેબની તબિયત આજ સારી નહતી.

"અરે અશોક, છે શું?" શોભનકાકા છીંકણીવાળું નાક સાફ કરતા, બૂમો પાડતા આવ્યા.

અશોક સ્વસ્થ થયો, "અરે શોભનકાકા, કશું નથી. સહેજ માથું દુખતું હતું."

"અરે રામચરણ, જા સારી કડક ચા બનાવી લાવ. ભલા આમ તે શરીર તરફ બેદરકાર રહેવાય!"

ચા પાઇ બાદ તે ગયા. તે ફરીથી વ્યગ્રતાથી આમતેમ ફરવા લાગ્યો. તેનું હૃદય તેને સમજાવતું હતું. ભલા આ મૂર્ખાઇ શી? અશોક જેવાને તે શોભે? તે તો પ્રેરણાનો નોકર હતો. પ્રેરણાને મરજી પડે તો રોહિતની સાથે ઓળખાણ વધારે તો અશોકે શા માટે હૃદય બાળવું. એ તો કદાચ રોહિતને પરણે તોયે અશોકને શું?

"પરણે?" અશોક એ કલ્પી ન શકયો.

ફરીથી બારણું ઉઘડયું અને રામચરણ આવ્યો. "સાહબ, અબ અચ્છા હૈ?"

તે માયાળુપણે રામચરણ તરફ ફર્યો, "હાં, અબ તો અચ્છા હૈ." બિચારા ભોળા ભૈયાના મુખ પર આનંદ છવાયો. "કિરપા

ભગવાનકી! આપકું જો મકાન પર મેરી ઝરૂરત હો તો મેં આઉં. ક્યોં કે આપકા શરીર અચ્છા નહિ હૈ"

"નહિ, નહિ રામચરન! તુમ હર્ઝ ક્યું કરતે હો. મેં અચ્છા હું." તે બોલ્યો.

"તબ તો અચ્છા. અગર ભી જો રાતમેં ભી મેરી ઓર મેરે લડકે કી ઝરૂરત હોં તો મુઝે બુલા લેના."

"જરૂર."

અને તે માયાળુ નોકર ગયો. અને પાછી અશોકના વિચારોની મુસાફરી ચાલી. એ બિચારો માયાળુ નોકર નાનો સરખોયે ઉપકાર ભૂલી શકતો નહતો. બધા નાનાં માણસો ઉપકાર નથી ભૂલતાં અને બધાં મોટાં માણસો ઉપકારની ગણના પણ નથી કરતાં! શા માટે મોટા માણસો ભૂલી જતા હશે કે નાના માણસો જો ઉપકાર કરે તો તેમની કદર તો યચીજ જોઇએ. શા માટે પ્રેરણાજ ભૂલી જતી હશે કે અશોકે 'સંસ્કૃતિ' માટે જે કંઇ કર્યું તેનો બદલો આવો ન અપાય!

પણ એમાં પ્રેરણાનો વાંક શું? અશોકે સમજવું જોઇએ કે તે નોકર હતો. તેને સારો પગાર મળતો હતો. તેના તરફ પ્રેરણા માયા રાખતી. રોજ જમવાની સગવડ કરી આપી. પછી વધારે એક શેઠ પોતાના નોકર તરફ કરેયે શું? અશોક જો વધારે બદલા ની આશા રાખે તો તે મૂર્ખતા નહિ તો બીજું શું? અને એ બદલા તરીકે અશોકથી શું પ્રેરણાના ગમે તેને પરણવાના કે સાથે ફરવાના વ્યકિતસ્વાતંત્ર્ય પર પણ કબજો માગી શકાય?

અશોકને પણ લાગ્યું કે તે આમ જીવ બાળીને મૂર્ખો બનતો જતો હતો. તેણે એ બાબત મગજમાંથી કાઢી નાખવા ઘણું કર્યું. પણ આજે તેનું આત્મબળ તે ખોઇ બેઠો હતો.

તે કંટાળાનો માર્યો હેટ માથે નાખીને બહાર ફરવા નીકળી ગયો-જ્યાં પગ લઇ જાય ત્યાં.

# ૧૨

અશોક તે દિવસે દુર દુર ચાલ્યો ગયો હતો. તેને પોતાને ક્યાં જતો હતો તેનો કશો ખ્યાલ ન હતો. તે ફક્ત ચાલતો હતો—બેસબંધ ચાલતો હતો, એટલા ખાતર કે તેથી તેના ધખધખતા મગજને ઘડીભર શાંતિ મળતી.

.. અને તે ચાલ્યેજ ગયો.

સોસાયટીની પાળી બસો તેની બાજુ પર થઈને ધસમસાટ કરતી દોડી જતી તેની પણ તેને પરવા ન હતી. છેક દુર શહેરના ઘોંઘાટથી વેગળો થઈને તે સાબરમતીને કાંઠે એકલવાયા શૂન્ય સ્થળે બેઠો. તેને થાક પણ સખત લાગ્યો હતો. પરંતુ શરીરનો થાક તેના માનસિક થાક આગળ ગૌણ થઈ ગયો હતો.

ધીમે ધીમે આકાશમાંથી તારાઓ ડોકિયાં કરવા લાગ્યા. પરંતુ તેને તે કશો ખ્યાલ રહ્યો નહિ. તેના વિચારો તો ફરી ફરીને એકજ કેન્દ્ર તરફ વળતા હતા—પ્રેરણા.

ધીમે ધીમે શાંત પવને તેના ધીખતા મગજને શાંતિ અર્પી. કલાકોના મંથન બાદ મગજ પણ થાકેજને ! ધીમે ધીમે બધા બનાવો તેમના યોગ્ય સ્થાનમાં ગોઠવાયા. તેને ઝાંડા કળિઓની

માફક પ્રણયવૈફલ્યમાં જીવન વેડફી નાખવાની મૂર્ખાઇ પણ સમજાઇ.

"દુનિયામાં સ્ત્રીઓ ન હત તો કેટલું દુઃખ દુર થઇ જાત!" તે બબડયો.

* * * *

બીજે દિવસે અશોક વહેલો ઉઠયો. તેને એજ પ્રશ્ન થતો હતો કે રોહિત કેવો હશે. તેણે મનમાં સૂટમાં સજ્જ થયેલ, સીગારેટ ફૂંકતા યુવાનને કલ્પી લીધો, છતાં તેનું હૃદય ડરતું હતું.

તે ધીમે પગલે પ્રેરણાના મકાનમાં ગયો. બંગલાનાં પગથિયાં પણ આરામથી ચડયો. તે પોતાની ટેવ મુજબ સીધો પ્રેરણાના ઓરડામાં ગયો, પણ ત્યાં કોઈ ન હતું. તેને પ્રેરણાની આ નફરત સાલી. પણ કદાચ હમણાંજ એ આવતી હશે એમ ધારી તે ઉંડા ગલ્લ સોફામાં ઘડીભર બેસી રહ્યો

ધીમે ધીમે ઘડિયાળનો કાંટો ત્રીસ મિનિટો પરથી પસાર થઇ ગયો છતાં કોઈ ન આવ્યું. તે અકળાઈ ગયો. આમ તે રાહ જુએ તો મોડું થાય.

તે બારી તરફ જોઇ રહ્યો. બારીમાંથી એક ચકલી ઉડીને આવીને ટેબલ પરનાં બીન ઉપર બેઠી. "ટનનન" મીઠો સરોદ ગૂંજ્યો.

અને ગભરાયેલી ચકલી ઉડી ગઇ. અશોકના હૃદયના તાર પણ બીનના તારો સાથે ઝણઝણ્યા. પણ વ્યર્થ! અશોકને જીવન શુષ્ક લાગ્યું.

હજુ એ અવાજ શમે તે પહેલાં અશોક ઉતાવળે પગલે ઓરડો છોડી ગયો.

* * * *

"અશોકભાઇ, જમી લો." પ્રેરણાના ભાભીએ તેને આમંત્ર્યો. ઘડીભર તે ખમચાયો. હા કહેવી કે ના.

"આજે જરા ઠીક નથી તે જમવું નથી." તેણે ખોટું બહાનું કાઢયું.

"તો જરા નાસ્તો કરો."

"ના, ના. નાહક શરીર બગડે." કહી તે જવાબની રાહ જોયા વિના ચાલ્યો ગયો.

* * * *

અશોક ચૂપચાપ પોતાની ઓફિસમાં ચાલ્યો ગયો અને હૃદયના આણુએ આણુની સૂકવી નાખતી નિરાશાને દાબીને તે કામ કરવા લાગ્યો. જેમ જેમ તેનું હૃદય અકળાતું તેમ તેના કામની ઝડપ વધતી. તેને લાગ્યું કે તેના દર્દભર્યા દિલ માટે કામજ એક સહારો હતો.

તેવામાં શોભનકાકા આશ્ચર્યજનક સમાચાર લઈને આવ્યા.

"અશોક, તમે આજનું 'સંસ્કાર' વાંચ્યું?"

"નહિ. કંઇ છે?"

"તો જુઓ." કહી શોભનકાકાએ સંસ્કારના મુખપૃષ્ટ પર છપાએલા રાજેનબાબુ તથા કુસુમના ફોટા બતાવ્યા.

અશોકની આંખો વીજળીની ઝડપે તે સમાચાર વાંચી ગઈ. ઘડીભર તેના મોં પર આછું સ્મિત રમી રહ્યું.

"સરસ થયું નહિ?" શોભનકાકાએ સંતોષમાં છીંકણીનો સડાકો લીધો.

"ઘણુંજ." અશોક બોલ્યો. અને ઘડીભર તેનું હૃદય પોતાની સ્થિતિ તથા કુસુમની સ્થિતિની સરખામણી કરી રહ્યું. "પરંતુ હવે કદાચ કુસુમ બેન આપણી નોકરી છોડી દેશે."

"લો, ન છોડી દે તો શું કરે? એ તો હવે આપણા કરતાંયે મોટાં પત્રનાં માલીક બન્યા છે. હવે શા માટે નોકરી કરે?"

"હાસ્તો." અશોક એજ વિચારી રહ્યો.

એજ વખતે રામચરણ અંદર આવ્યો

"સાહબ, રાજેનબાબુ ઔર કુસુમબેન આયે હૈં."

"આવવા દે." શોભનકાકા વચ્ચેથીજ બોલી ઉઠયા.

"અરે અશોક જરા...હાફ છીઃ, અરે આ તે છીંકણીનો ત્રાસ છે! અરે હું શું કહેતો હતો ?"

"રાજેનબાબુ આવે છે તે." અશોકે સ્મિતસહ જવાબ આપ્યો.

"હાં. તો એવા મોટા માણસ માટે કંઇક ચા પાણીની સગવડ કરવીજ જોઇશેને ? વળી તેમની મુલાકાતના સમાચાર પણ છાપી મારશું ?"

"હા. તો ચા પાણીની સગવડ તમે કરશો ?"

શોભનકાકા વિચારી રહ્યા. રાજેનબાબુને મળવાની તક જતી કરવી કે નહિ ? તે છેવટે બોલ્યા, "ભલે. હું જાઉં છું. અને પાછળથી ચા વખતે તો હું રાજેનબાબુને મળી શકીશજ."

અશોક હસી રહ્યો.

બીજીજ ક્ષણે ઓફિસમાં રાજેનબાબુ તથા કુસુમ આવ્યાં.

કુસુમને જોતાં અશોકના આશ્ચર્યની અવધિ આવી રહી. પહેલાંની સાદી કુસુમની જગાએ તો ડગલે ને પગલે સૌંદર્યની ઝલક વેરતી જાજવલ્યમાન સૌંદર્ય પ્રતિમા તેના સામે હસી રહી. સુખ અને દુઃખ, સંપત્તિ અને વિપત્તિ પણ શારીરિક સૌંદર્યના વિકાસમાં અપૂર્વ ફાળો આપે છે તે અશોકને ખાત્રી થઇ. કેમકે પહેલાંની શાંત, ધીર સ્ત્રી આટલી સુંદર થોડા દિવસમાંજ બની કેમ શકે ! અને પેલાં સુંદર એરીંગ તેના ગાલ પર કેવી સરસ ઝાંય આપતાં હતાં ! અને તેની ધીર પ્રશાંત આંખોમાંથી કેવું નિખાલસ આકર્ષક તેજ વહી રહ્યું હતું !

અશોકને લાગ્યું કે બધાં સુખી થવા સર્જાયાં છે—સિવાય કે પોતે.

છતાં તે હૃદય કામતી વ્યથાને દાબીને ઉભો થયો અને સ્મિત-સહ બોલ્યો, "આપનાં...આઇ મીન...તમોને હું મારાં હાર્દિક અભિનંદન આપું છું. હું ખરેખર તે સમાચાર વાંચીને ખુશ થયો છું."

"થેંક્સ."

"બેસોને!" અશોકે બાજુ પરની બે ખુરશીઓ ખેંચી.

રાજેનબાબુએ એક ખુરશી બરાબર ગોઠવી કુસુમ સામે સૂચક રીતે જોયું. કુસુમ હસીને એ ખુરશીમાં બેઠી. પછી રાજેનબાબુ ખુરશીમાં ગોઠવાયા.

અશોકની આંખ બહાર આ નજીવો વિવેક પણ ન ગયો. બે બન્ને એક બીજાને કેવાં સમજે છે! કેટલાં સુખી થશે! કુસુમની આંખો વખતોવખત રાજેનબાબુની આંખો પર કેવી સૂચક રીતે ચોંટતી? તેને લાગ્યું કે રાજેનબાબુ ખરેખર સૌથી સુખી માણસ છે. ફક્ત પોતેજ દુઃખી થવા સર્જાયો હતો. મોં પર તરી આવતી આછી વિષાદની છાયાને તેણે સબળ પ્રયત્નપૂર્વક હઠાવી કાઢી.

"સમાચાર સાંભળીને તમને આશ્ચર્ય થયું હશે ખરૂંને?" કુસુમેજ શરૂઆત કરી.

"સહેજ. જોકે એ સ્વાભાવિક છે, પરંતુ રાજેનબાબુ, તમે ખરેખર જીવનમાં સુખી થશો."

રાજેનબાબુના મોં પર હાસ્ય પથરાયું. "કુસુમ સાથે તો મને પણ લાગે છે કે મારૂં જીવન સુખીજ થશે."

કુસુમની આંખો આભારમાં હસી રહી.

"અને હવે તો તમે કદાચ અમારાં 'સંસ્કૃતિ'ને છોડી જશો." અશોક હસતાં હસતાં બોલ્યો.

"એ ખાતર તો હું પોતે તમને વિનંતી કરવા આવ્યો છું." રાજેનબાબુ વચ્ચેથી બોલ્યા.

"નહિ, નહિ. કુસુમબેનને છૂટાં કરવામાં અમો હરકત નહિજ

કરીએ. જો કે આ એટલું અચાનક છે કે એમનું કામ એકાદ માસ તો મારે કરવું પડશે." અશોક બોલ્યો.

"થેંક્યુ." રાજેનબાબુ ફરીથી હસ્યા, "કુસુમ, હવે તો તમે 'સંસ્કૃતિ'માંથી મુક્ત છો. કુસુમને ડર હતો કે કદાચ કોઇ વાંધો લે ને એકાદ માસ કામ કરવું પડે."

અશોક ગ્લાનિભર્યાં મુખે કુસુમ તરફ જોઇ રહ્યો, "કુસુમબેન, ભલાં તમે 'સંસ્કૃતિ'ના તંત્રીને એટલો બધો સાંકડા મનનો ધારી લીધો કે હું તમારા જીવનના અદ્વિતીય પ્રસંગે પણ નાહક તમને હેરાન કરૂં ?"

"નહિ, નહિ, અશોકભાઇ. મને તો ખાત્રીજ હતી છતાં રાજેનબાબુ તમને મળવાના લોભેજ આવ્યા હતા." કુસુમ રાજેનબાબુ તરફ હસી રહી.

"ચાલો ત્યારે હું ખાસ તમને મળી શકવાના લોભે આવ્યો હતો તે કબૂલ કરૂં છું. બસ ને કુસુમ ?" રાજેન બાબુએજ ભૂલ કબૂલી.

અશોક અને કુસુમ બન્ને હસી પડ્યાં.

"ભલા અશોકભાઇ, તમે જરા દૂબળા પડી ગયા છો!" કુસુમેજ શરૂઆત કરી.

"જરા હમણાં બેચેની રહે છે. કદાચ ખૂબ કામના થાકને લીધે પણ હોય. મને લાગે છે કે કદાચ હું 'સંસ્કૃતિ'નું તંત્રીપણું થોડા વખત માટે પડતું પણ મૂકું." અશોકથી હૃદયના વિચારો બોલાઈ ગયા.

રાજેનબાબુ તથા કુસુમની આંખો એક ક્ષણભર વાતો કરી રહી.

"અશોકભાઇ, મારો તો આ તમારા સાથેનો પહેલો પરિચય છે પણ મને તમારી શક્તિ માટે સૌથી વધારે માન છે. એ તો કુસુમને પૂછશો તોયે ખબર પડશે. હું એમ નથી ઇચ્છતો કે તમે 'સંસ્કૃતિ' છોડી દો પણ જો કદાચ તમે કશી મુશીબતમાં આવો કે કદી પણ

જો કંઇ જરૂરત હોય તો તમે મારી પાસે જરૂર આવજો." રાજેન-બાબુના શબ્દો અશોકના હૃદયને અસર કરી રહ્યા. તેમની નિખાલસતા અશોકને સ્પર્શી રહી.

"મારા જેવા સામાન્ય માણસ માટે તમારી લાગણી એ તો તમારી હૃદયની ભલાઇ છે. જો કદી મને જરૂર પડશે તો હું તમારા તરફજ જોઇશ." તે સહજતાથી બોલ્યો.

કુસુમે ફરીથી રાજેનબાબુ તરફ જોયું અને બોલી, "તમે રાજેનબાબુને તમારા મોટાભાઇજ સમજો. એમને તમને કોઇ પણ રીતે મદદ કરવાનું જરૂર ગમશે."

રાજેનબાબુ પણ બોલ્યા, "હવે એ જવા દઇએ, પરંતુ કદી પણ જો તમારે મારી મદદની જરૂર હોય તો ખાત્રી રાખજો કે તમને હું બધી રીતે મદદ કરીશ."

"એ તમારી ભલાઈ છે." અશોકના અવાજમાં કૃતજ્ઞતા હતી.

તેને આ લોકો સાથેની આટલી ટુંકી વાતચિતમાં પણ એક જાતની અંતરપટ વિનાની શુદ્ધતા જણાઇ હતી. આ લોકો જે બોલતાં તે ખુલ્લુંજ બોલતાં. તેમાંથી બે અર્થ કદી નીકળેજ નહિ. બધાં એમજ જીવનમાં સીધું વર્તન રાખતાં હત તો?

તેવામાં બહાર શોભનકાકાની ધમાલ સંભળાઇ. "એ રામચરણ! ચાલ જલદી ચા લઈ આવ! હાફ છીઃ. અરે આતે કંઇ મોડું કરે છે! રાજેનબાબુ જેવા માણસની મિનિટનીયે કિંમત હોય છે એ તું સમજે છે?" શોભનકાકાનો લાક્ષણિક ધાંટો બહારથીયે ચોખ્ખો સંભળાતો.

અશોકના મોં પર સ્મિત તરી આવ્યું.

* * * *

# ૧૩

આનંદ ભર્યો એ કલાક તો જલદીથી પસાર થઇ ગયો. એ આનંદ પછી પાછું મનોમન્થન, દુઃખ અને અકળામણ—અને એ બધું એક સ્ત્રીને ખાતર! અશોક જેવો માણસ એક સ્ત્રીને ખાતર આટલું સહન કરે તે વિચાર સુદ્ધાં અશોકને હસાવી રહ્યો.

ફરી અશોકની નજર પ્રેરણાના ટેબલ તરફ ગઈ અને તેના મોં પરની વિષાદની છાયા ઘેરી બની.

તે ઉઠયો અને બારી પરનો સુંદર ભરત વાળો બ્લૂ પડદો હટાવીને બહાર નજર ફેંકી રહ્યો. તેણે દૂરથી પ્રેરણાની મોટરને આવતી જોઈ પડદો પાછો હટાવી દીધો અને ખુરશી પર જઇ બેસી ગયો.

થોડીવાર બાદ પ્રેરણા તથા રોહિત એ ઓરડામાં આવ્યાં. એક ક્ષણમાં અશોકે પોતાના હરીફને માપી લીધો. તે ભુરા ગરમ સૂટમાં સજ્જ થયેલો દેખાવડો યુવાન હતો. લગભગ અશોક જેટલીજ ઉમરનો હશે. સોનેરી ફ્રેમનાં કોઈ વિચિત્ર રીતે કાપેલા કાચવાળાં ચશ્મા પાછળથી તગતગતી તેની આંખોમાં તેજ પણ હતું; બુદ્ધિમત્તા પણ જણાઇ આવતી હતી. તથા એ બધાં ઉપરાંત તેનો સામાન્ય દેખાવ પણ તે પૈસાદાર હતો એ તો બનાવીજ આપતો હતો.

"હલ્લો અશોક, તમે તો એક દિવસમાં ખૂબ નંખાઈ ગયા જણાઓ છો !" પ્રેરણા મશ્કરી કરતાં બોલી.

અશોકને પ્રેરણાના શબ્દો ગમ્યા પણ પાછળનું છીછરું હાસ્ય ખૂંચ્યું.

"નહિરે ! મને શું થવાનું હતું !" તે મોં પર ભાવ દેખાવા દીધા વિના બોલ્યો, "આ રોહિતભાઈ, ખરૂં ?"

"શ્યોર," રોહિત આગળ આવ્યો, "હું તમને મળીને ઘણો ખુશ થયો છું." તે અંગ્રેજને પણ શરમાવે તેવા શુદ્ધ ઉચ્ચારવાળા અંગ્રેજીમાં બોલ્યો.

"ઓ હો હો ! તમે લોકો સમજો છો શું ?" પ્રેરણા ગુસ્સે થવાનો ડોળ કરતાં બોલી, "મેં ઓળખાણ કરાવ્યા વિનાજ બન્ને વાતો કરવા મંડી ગયા એને હું ગુન્હો ગણું છું."

"તો હું તો ગુન્હાની સજા સહન કરવા તૈયાર છું !" રોહિત હસીને બોલ્યો.

અશોકે પુનરુક્તિ ન કરવા ખાતર મૌન સેવ્યું.

"બોલો અશોક શી સજા ફરમાવું ?" પ્રેરણાએ અશોકને પૂછ્યું.

"સજા ફરમાવવાનું કામ ગુન્હેગારને સોંપાય ?"

"આપણે ત્યાં તો સોસિયાલીઝમ છે માટે બધું થાય." રોહિતે વચ્ચેથી જવાબ દીધો.

"બોલો, અશોક."

"એમ કરો, અમને બન્નેને સજા તરીકે એકેક ચાનો કપ આપો."

"સ્વાર્થી !" કહી પ્રેરણાએ ચા લાવવા માટે રામચરણને કહ્યું.

ચા આવ્યા બાદ બધાં આરામથી બેઠાં. અને જાતજાતની વાતો ઉખળી. અશોકને લાગ્યું કે રોહિત સરસ વાતો કરી શકતો હતો. બધાંને હસાવી પાડવાં હોય તો રોહિતનુંજ કામ. અને પ્રેરણા પર એ બધું અસર કરતું હતું તે પણ અશોક જોઈ શકતો હતો.

પરંતુ તેને માટે બીજો રસ્તો ન હતો. તે વાતો સાંભળવામાં પોતાના કપની ચા પીવાનું ભૂલી ગયો.

"મી. અશોક, તમે 'સંસ્કૃતિ' માટે ઘણું કર્યું છે. પરન્તુ હજુ તેમાં ઘણા ફેરફારો આવશ્યક છે."

"કઇ જાતના ?"

"તમે એક તો પેપરને સોસિયાલિસ્ટ પાર્ટીનું પેપર બનાવો તો ખપતી વધશે. બીજું દરેક સમાચાર પણ સરસ લાગે તેવા બનાવવા થોડી ઘણી સત્ય સાથે કલ્પનાશકિત પણ ભેળવો એટલે એવું સરસ લાગશે !"

"અશોક, એ સરસ જરૂર લાગે !" પ્રેરણા પણ બોલી ઊઠી.

"સરસ તો જરૂર લાગે. પરંતુ કોઇપણ પક્ષ લેવો તે આપણા પત્રની પદ્ધતિ વિરૂદ્ધ છે. માટે એને સોસિયાલિસ્ટ પાર્ટી પત્ર કેમ બનાવું ? 'સંસ્કૃતિ' તટસ્થ, નિષ્પક્ષપાતી પત્ર છે. વળી અમો સત્યમાં કલ્પનાશકિત કદી ઉમેરવું પસંદ નથી કરતા." અશોકે વાંધો બનાવ્યો.

"અરે પણ તમે વિચાર તો કરો. સમાજવાદ દેશભરના કલ્યાણ માટે છે. સમાજવાદ એવો વાદ છે કે જ્યાં માણસને માનવી તરીકે ગણી તેના હક્કો આપવામાં આવે છે, જેમાં જીવનનાં મુલ્યાંકન રૂપિયા, આના, પાઇમાં નહિ પરંતુ નક્કર કાર્યમાં થાય છે, જ્યાં જીવનમાંયે સુંદરતા ઊતરી શકે છે અને સારો સંસાર કાવ્યમય બનાવી શકાય છે." રોહિતની ભાષામાં કાવ્ય ઊતરતું જણાયું.

પ્રેરણાને એ ભાષામાં ભવ્યતા ભાસી. તેને સમાજવાદ, દેશ, શહીદી વગેરે બધું ગમ્યું. વાસ્તવિકતાની હદ ઘરેડથી કંટાળેલા મગજને નવો ચીલો મળ્યો.

"અશોક રોહિત સાચું કહે છે. આપણે આપણા પત્રની પદ્ધતિ ફેરવવીજ જોઇએ." પ્રેરણા પણ નિર્ણયાત્મક સ્વરે બોલી.

"હવે એ તો જોઇશું." કહી અશોકે વાત ઉડાવી. "પણ......"

પ્રેરણાને અશોકનું આ જકકીપણું જરાય ન ગમ્યું. તે છેવટે

નોકર હતો. તેને પત્રની પ્રણાલિ નક્કી કરવાનો અધિકાર ન હતો. છતાં તે ઘૂંટડો તે વખતે ગળી ગઇ.

"પણ......શું ?" તે બોલી.

"રાજેનબાબુ તથા કુસુમબ્હેન આવ્યાં હતાં. અને કુસુમબ્હેનને આજથી નોકરીમાંથી મુક્ત કરવામાં આવ્યાં છે."

"કેમ ! શા માટે ?" પ્રેરણા ન સમજી શકી.

"આ વાંચો." કહી અશોકે 'સંસ્કાર'ની નકલ પ્રેરણાના હાથમાં આપી. "રાજેનબાબુ પોતે એક કલાક પહેલાં અહીં આવ્યા હતા. તેમને ના કેમ પડાય ?"

વાંચતાં વાંચતાં પ્રેરણાના હોઠ હસી રહ્યા. "સારું થયું." તે બોલી, "રાજેનબાબુને હું ન મળી શકી તે ઠીક ન થયું ગણાય."

અશોક મૌન રહેવાને બદલે બોલ્યો, "તમેજ એમનાં નક્કી થયેલ લગન વિષે 'સંસ્કૃતિ' માટે એકાદ પેરેગ્રાફ તૈયાર કરી દોને!".

"અત્યારે હું ક્યાં તૈયાર કરૂં ? પણ હા......" તે વિચારતાં બોલી, "રોહિત તમેજ એના પર કશું લખી દોને ! તમે ખુબજ સારૂં લખી શકો છો."

અશોકે પ્રેરણાનો રોહિત માટેનો પક્ષપાત મનમાંજ નોંધ્યો.

રોહિત તો તુરતજ પ્રેરણાના ટેબલ પર ગયો. એક કોરો કાગળ લઈ લખાણ ટાઈપ કરવા લાગ્યો.

પ્રેરણા તથા અશોક બન્ને એટલો વખત શાંત બેસી રહ્યાં-ઉત્સુકતાથી.

"જુઓ આ જરૂર ચાલશે." કહી તેણે ટાઈપ કરેલો કાગળ પ્રેરણાના હાથમાં આપ્યો.

પ્રેરણા વાંચવા લાગી, " 'સંસ્કાર' પત્રના તંત્રી શ્રી રાજેન બાબુના કુ૦ કુસુમ જોડેના થવાના વિવાહની નોંધ લેતાં અમને હર્ષ થાય છે. છતાં અમને એ જરૂર ખૂંચે છે કે રાજેનબાબુ જેવા પાકી વયના માણસ શા માટે હવે લગન કરે છે? પોતાનાજ પત્રની

આર્ટિસ્ટ જોડે લગન કરવું તે યોગ્ય ગણાય ખરૂં ? રાજેનબાબુ જેવા પ્રતિષ્ઠિત માણસને આ યોગ્ય હોય ખરૂં ? રાજેનબાબુ આનો જવાબ આપશે ?"

"કેમ સરસ છે ને ! અને તેથી 'સંસ્કાર' પત્રની આબરૂ ઓછી થશે અને પરિણામે આપણા પત્રને ફાયદો થશે અમારે ઇંગ્લેન્ડમાં તો આવા સ્ટંટથીજ છાપાં પ્રખ્યાત થઈ જાય !" રોહિત ઉત્સાહથી બોલ્યેજ ગયો.

પ્રેરણા કશું ન બોલી એ જોઇ અશોક બોલ્યો, "રોહિતભાઇ, ખોટું ન લગાડશો. કુસુમબ્હેન તથા રાજેનબાબુ બન્નો જોડે મારો પરિચય સારો છે. તેમને ભોગે-તેમની પ્રતિષ્ઠાને ભોગે-આપણે કશું કરવું યોગ્ય નથી."

કોણજાણે કેમ પણ પ્રેરણાને અશોકનો 'કુસુમબ્હેન જોડે પરિચય સારો છે' તે ખુંચ્યું. તેનું બાલીશ મગજ ગુસ્સાથી ઉભરાઇ ગયું.

"પરંતુ પત્રકારિત્વમાં સિદ્ધાંતને ખાતર પણ અંગત લાગણીઓ ન લાવી શકાય." રોહિતે અશોકનો વિરોધ કર્યો.

"જરૂર. પરંતુ આમાં તો બે પત્રો વચ્ચે નકામો ઝઘડો ઊભો કરવા સિવાય કશો ફાયદો મને જણાતો નથી. અને કુસુમબ્હેનને પણ કેવું ખોટું લાગશે ! છતાં તમારી મરજી હોય તો હું ના નથી પાડતો." અશોક કદી કોઇને દલીલમાં હરાવવાની ઇચ્છાજ ન કરતો. દલીલ ઉપસ્થિત થાય ત્યારે એ હમેશાં નમતુંજ મૂકતો.

"ભલે છપાય." પ્રેરણા મનમાં અશોક પર કુસુમબ્હેનના પક્ષપાત બદલ વેર વાળવા માગતી હતી.

અશોક લાંબા વખત સુધી પ્રેરણા સામે જોઇ રહ્યો. પરંતુ પ્રેરણાની આંખો ઠંડી તથા સ્થિરજ રહી. તે હારીને બોલ્યો, "ઓલરાઇટ, પ્રેસમાં મોકલી દેશું." તેણે સહી કરીને કાગળ બીજા દિવસની મેટરમાં ફાઇલ કર્યો.

"અને અશોક, તમે હજુ જરા જુના વિચારના છો. આગળ

વધવા માટે આવાજ માર્ગ લેવાય." રોહિત પોતાનું ડહાપણ બતાવવા લાગ્યો, "તમે જોજોને કે કાલે 'સંસ્કૃતિ' ની નકલો ચપોચપ ઉપડી જશે. !"

"જરૂર." અશોક બોલ્યો, "પરંતુ પરિણામે 'સંસ્કૃતિ' એક સદ્ધર આબરૂદાર પત્રમાંથી કલંક શોધનાર હલકા પત્રની તુલનામાં ઉતરી પડશે જેથી પરિણામે નુકશાનજ છે."

"તમે જુઓ તો ખરા કે મારી ગણત્રી ખોટી પડે છે કે તમારી." રોહિત હસીને બોલ્યો.

"અને કુસુમબ્હેનને ખોટું લાગે તોયે શું ! અહીં આપણાં માણસોને ખોટું ન લાગે તે આપણે વિચારવાનું હોય." પ્રેરણા વ્યંગમાં બોલી.

અશોક અજબ ધૈર્યથી તે અપમાનનો ઘુંટડો ગળી ગયો. તે બોલ્યો ત્યારે તેનો સહજ રીતે સૌમ્ય મધુર અવાજ જરા વધારે મધુર હતો, "તમને ખોટું લાગ્યું પ્રેરણા બેન ?"

"મને શું ખોટું લાગે ?" તે કડવા અવાજે બોલી.

"જરૂર તમે મારા પર ગુસ્સે તો થયાં છો." તે વિચારતાં બોલ્યો, "મારાથી ભૂલથીયે જો કુસુમબ્હેન તરફ પક્ષપાત બતાવાયો હોય તો એ એક આપણા પત્રમાં કામ કરતાં બ્હેન હતાં તેથી.- બાકી મારે શી નિસ્બત ?"

પ્રેરણાના મોં પર ધીમે ધીમે જીતનું હાસ્ય આવ્યું. તેને લાગ્યું કે અશોકને પોતે નોકર છે તે યાદ અપાયું તે ઠીકજ થયું.

"ત્યારે અશોક, તમે તે કરી નાખજો." પ્રેરણા ઊઠતાં બોલી, "હું રોહિતને પ્રેસ બતાવીને પછી જઇશ."

"સાહેબજી મી૦ અશોક." રોહિતે હસતે વદને અશોક સાથે હસ્તધૂનન કરવા હાથ લાંબો કર્યો.

"સાહેબજી." અશોકે તેનો હાથ નિર્લેપતાથી લીધો. અને ક્ષણભર બન્નેની આંખો એક બીજાને માપી રહી.-એકની વિજેતાના

ગર્વથી; બીજાની ઘવાયેલા સ્વમાનથી.

" સાહેબજી. "

અને બારણું તેઓની પાછળ અવાજ વિના બંધ થયું.

અશોકના હૃદય પર જબ્બર ઘણો અથડાયા હોય તેવો આઘાત થયો. તેણે જીવનમાં ઘણાયે દુઃખો સહન કર્યાં હતાં. પરંતુ પોતાનાજ—જેમને તે પોતાના મિત્રો માનતો તેવાજ—માણસોને હાથે અપમાન સહન કરવાનો આ પ્રથમજ સમય હતો. અને તે મનને ગમે તેમ મનાવવા મથ્યો. પરંતુ એ અપમાન અપમાનજ રહ્યું.

તે ઉભો થયો. અને તેની નજર ટેબલ પરના ફલાવર પોટમાં ત્રણ દિવસથી ચીમળાયેલાં ગુલાબો ઉપર પડી. રોજ પ્રેરણાજ તાજાં ગુલાબો મૂકતી. હવે તેને એ કરવાનો વખત ન હતો.

અશોક સમજી શક્યો કે ગુલાબોની માફક એ પણ તુચ્છકારાતો હતો.

તેણે દુઃખના માર્યા લાંબો શ્વાસ લીધો. નિસાસોજ કહી શકાય.

તેણે ચીમળાયેલાં ગુલાબો પડદો હટાવી બહાર ફેંકી દીધાં. હવામાં ફરફર ઉડતી જતી પાંખડીઓ તરફ તે વિવેચકની માફક જોઇ રહ્યો. બધી પાંખડીઓ ધીરે જમીન પર પડી ગઇ. બધું તેની આંખ સ્થિરતાથી જોઇજ રહી.

હજારો વિચારો તેના મગજમાં આવતા હતા. આખા પત્રની પ્રણાલિકા બદલાઇ જશે. આવતી કાલેજ રાજેનબાબુ તથા કુસુમને કેવો સખત આઘાત થશે. તેમના વિષે આવું સખત લખાણ—આવું કડવાશભર્યું લખાણ—અશોકનાજ તંત્રીપણા નીચે લખાય તે કેટલું ખરાબ ? અને એજ રાજેનબાબુ બે ત્રણ કલાક પહેલાં તેને એક નાના ભાઇ માફક કહી રહ્યા હતા, "કદી મારી જરૂરત પડે તો મારી પાસેજ આવજો." આટલી ભલાઇનો બદલો આવું કડવું લખાણ લખીને આપે તેટલી નિષ્ઠુરતા અશોકમાં ન હતી.

ભલે નોકરી જાય.

પરંતુ અશોકના તંત્રીપણા હેઠળ એવું ગંદુ લખાણ નજ છપાય.

અને પ્રેરણાને શું લાગશે ? તે ઘડીભર થભ્યો. ગમે તે લાગે. તે પણ જરૂર સમજી શકશે કે આવા મહાન માણસ માટે એવું ગંદુ લખાણ નજ લખાય ! એ વાતથી પત્રની આબરૂ ઘટે.

અને ન સમજે તો ? જો ન સમજે તો અશોકને કાઢી મૂકશે. એજ ને ?

પણ આમાંથી છુટા થવું તેજ સારૂં હતું. રોજ રોહિત અને પ્રેરણાને જોવાં ને સહન કરવું; દેખવું અને દાઝવું તે કરતાં તો આમાંથી સનાતન મુક્તિ શી ખોટી ? શા માટે હૃદય પર સદૈવ બોજો ઉપાડીને સહન કરવું ? અરે સહન તો કદાચ કરી શકાય પરંતુ સારા માણસો પર કટાક્ષો કરવાનું અશોક શીખ્યોજ નહતો. બધું અશોક સહન કરે, પરંતુ અશોકને સ્વમાન અને કીર્તિ પ્રાણથીયે વહાલાં હતાં.

અશોકે ટેબલ પર જઇને ફાઇલમાંથી રોહિતે ટાઇપ કરેલું લખાણ કાઢ્યું. ઘડીભર તિરસ્કારથી તે એ લખાણ તરફ જોઈ રહ્યો.

એક આવેશમય ધ્રૂજારી અને એ કાગળના ટૂકેટૂકડા બારી બહાર ફેંકાયા.

અશોકે પેન લીધી અને રાજેનબાબુ તથા કુસુમને અભિનંદતું સુંદર લખાણ લખી નાખ્યું તથા નીચે કંપોઝમાં મોકલી દીધું.

તેને લાગ્યું તેની છાતીનો બોજો હવે હળવો થશે.

તેણે હારજીતનો છેલ્લો પાસો ફેંકી દીધો હતો. તેણે "સંસ્કૃતિ" માં રહેવું કે નહિ તે બધું એ લખાણ છપાતાં આપમેળેજ નક્કી થઇ જશે.

અને ગડમથલ કરતાં હૃદયે તે બહાર નીકળ્યો. પણ એ ગડમથલ અગાઉના જેવી ન હતી. આ મૂંઝવણમાં અશોક ગભરાતો ન હતો. તેને પોતે સાચું કર્યું છે તેની ખાત્રી હતી.

તે સત્ય અને મૈત્રીને ખાતર ગમે તે પરિણામ આમંત્રવા તૈયાર હતો.

* * * *

# ૧૪

અશોકને તે દિવસે સાંજ ક્યાં ગાળવી તેજ પ્રશ્ન હતો. તે અનિશ્ચિત રીતે શહેરમાં ચાલ્યો. તેને તો ગમે ત્યાં રખડીને પછી ઘરે જવું હતું. આજે લાંબા વખતથી ધીખતું તેનું મગજ આછી શાંતિ અનુભવી રહ્યું હતું.

રતનપોળની ગીરદીમાંથી આગળ ચાલતાં તે કૃષ્ણ થીએટર પાસે આવ્યો. સારી ફિલ્મ ચાલતી હતી એને થયું કે વખત ગાળવા માટે એ માર્ગ સારો હતો. તે પાસે ફ્રી પાસ હોવા છતાં ટિકિટ ખરીદીને અંદર ગયો.

રાત તો લગભગ પડી ગઇ હતી. પહેલો બેલ છૂટી ગયો હતો. અશોકે જઇને સારી જગા પસંદ કરી લીધી. તથા લેમન મંગાવી આરામથી પીતો પીતો બેઠો.

એજ વખતે રાજેનબાબુ તથા કુસુમ પણ અંદર આવ્યાં. બાલ્કનીના બધા પ્રેક્ષકોની આંખો એ બે જણા તરફ મંડાઈ રહી. અશોક રાજેનબાબુના વ્યકિતત્વની મનમાં પ્રશંસા કરી રહ્યો.

રાજેનબાબુની નજર અશોક પર પડી. અને તેમણે કુસુમને કહ્યું, " અશોક પેલી બાજુ પર બેઠેલ છે. "

" તો ચાલો ત્યાંજ બેસીએ. "

અને બન્ને અશોક તરફ ગયાં. બધા પ્રેક્ષકોની નજર એ મુલાકાત તરફ ફરી. બધાને થયું કે એ સાદો એકલવાયો યુવાન કોણ

છે કે જેને મળવા તથા જેની નજીક બેસવા રાજેનબાબુ પોતે સાગેથી જાય.

અશોક તેમને જોતાંજ આશ્ચર્યથી ઊભો થઇ ગયો. ખરૂં જોતાં તે એમના બન્નેનાજ વિચાર કરતો હતો.

"હલ્લો." તે બોલ્યો.

"અચાનક ભેગાં થઈ ગયાં ખરૂંને, અશોકભાઇ ? પરંતુ આજ તમે ક્યાંથી નીકળી આવ્યા ? " કુસુમે પૂછ્યું.

"જરા કંટાળો આવતો હતો એટલે અહીં આવ્યો."

રાજેનબાબુએ અશોકની બાજુની ખુરસી કુસુમ માટે રૂમાલથી ખંખેરી અને તે બેડી. રાજેનબાબુએ એક છોકરાને બોલાવી ચાનો ઓર્ડર આપ્યો.

પછી બધાં વાતે વળગ્યાં.

"મળી ગયા તે સારૂં થયું. કેમકે નહિતર હું તમને મળવા કાલે આવવાની હતી."

"કેમ ?"

"કાલે અમે જમણ ગોઠવ્યું છે. એમાં 'સંસ્કૃતિ'ના તંત્રી હાજર ન રહે એ ન ચાલે." રાજેનબાબુએ સ્ફોટ કર્યો.

"તો મને બોલાવવામાં ભૂલ કરશો. કાલની કોને ખબર છે ? કાલે હું તંત્રી હોઉં કે ન હોઉં." તેનાથી બોલાઈ ગયું.

"કેમ, કશું થયું છે ? " કુસુમ સચિંતપણે બોલી.

"નહિ રે, થાય શું. આ તો સહેજ..." અશોકે વાત ઉડાવી.

"ગમે તેમ હોય. હું તો એ કહેવા માગતો હતો કે અમારૂં કાલનું જમણ તમારા વિના નહિ ચાલે. " 'સંસ્કૃતિ' ના તંત્રી ગમે તે હોય તેની મને પરવા નથી." રાજેનબાબુ બોલ્યા.

"ઓલ રાઈટ, તો હું આવીશ. ક્યારે ? "

"સાંજના સાત."

"જરૂર આવીશ. કુસુમ બહેન, ગમે તે થયું હશે તોયે આવીશ."

ફરીથી તેનાથી તેની ચિંતા બોલાઇ ગઇ.

"ખરેખર અશોકભાઇ, કંઇક જરૂર થયું છે ! તમે કહો તો !"

"નહિ. ખરેખર કશું મહત્વનું થયું નથી."

"તો આમ કેમ બોલો છો ?"

"કોણ જાણે કેમ. બોલાઇ જાય છે. ખબર પડતી નથી કે હું આવો બેદરકાર કેમ બનતો જાઉં છું." તે ગંભીરતાથી બોલ્યો.

રાજેનબાબુએ અશોકના ખભા પર હાથ મૂકયો. અને બોલ્યા, "અશોક, મારા સામું જુઓ."

અશોક હસ્યો ને તેના સામું જોયું.

"અશોક, બોલો કે ન બોલો કંઇક જરૂર થયું છે. ખેર, તમારે ન કહેવું હોય તો કંઇ નહિ. પણ મારા શબ્દો તો યાદ છે ને ?"

"કયા ?"

"કે જો કદી પણ તમારે કશી મુશીબત હોય તો તમારે મને તમારો મોટો ભાઇ માની મારી પાસે દોડયા આવવું. ભૂલી તો નથી ગયાને ?"

અશોકે માથું ધુણાવ્યું.

"તો યાદ રાખજો. જરૂર પડયે આવશોને ?"

"જરૂર. અને કાલેજ જમવા તો આવવાનો છુંજ !" અને તે હસ્યો.

અંદર ચાલતી રેકર્ડનું સંગીત બંધ થયું, બત્તીઓ ગૂલ થઇ ગઈ. અને ફિલ્મ શરૂ થઈ.

* * * *

બીજે દિવસે અશોકે નાહી પરવારીને ચા પીધી. તેને લાગ્યું કે પ્રેરણાને ત્યાં જમવા જવું યોગ્ય ન ગણાય; પ્રેરણા પૂછશે તો ગમે તે જવાબ આપી દેવાશે. એમ ધારી તે લગભગ સાડા નવ થયા બાદ વીશી તરફ ગયો.

જમ્યા બાદ ઓફિસે આવ્યો ત્યાં પ્રેરણા તો આગળથી આવી

ગઈ હતી. તે સીધો પોતાના ટેબલ પર ગયો અને તાજો 'સંસ્કૃતિ'નો અંક જોયો. તેમાં પોતાનું રાજીનામાનું તથા કુસુમ પરનું લખાણ પણ જોયું. અને સારું કામ કર્યાના આનંદમાં તેણે ધીમો શ્વાસ મૂક્યો.

"કેમ અશોક !" પ્રેરણા અંદર આવતાં બોલી.

"બોલો." અશોક જવાબ ન સૂઝતાં જે યાદ આવ્યું તે બોલ્યો.

પ્રેરણા હસી પડી, "શું બોલું ?"

"કાંઈ તે." અશોક પણ હસીને બોલ્યો.

'બોલવા કરતાં કામ કરવું વધારે સારું છે." કહી પ્રેરણા પોતાના ટેબલ તરફ ગઈ.

અશોક પ્રેરણાના ટેબલ તરફ જોઇ રહ્યો. તેના ટેબલ પર નવી ફોટોફ્રેમ પર નજર પડતાં તે ચમક્યો. એજ ચશ્માં. એજ મોં, પ્રેરણા રોહિતનો ફોટો રાખતાં પણ શીખી ગઈ ત્યારે ! જ્યાં કદાચ અશોકનો ફોટો હત ! પણ એ ગઈ ગુજરી ક્યાં વિચારવી ? તેણે જોયું કે હરીફાઈમાં પોતે હાર્યો હતો. તો શા માટે નાહક વલખાં મારવાં ? તેના કરતાં તો ખસીને માર્ગ કરી દેવામાંજ ડિમદાપણું હતું.

પરંતુ પ્રેરણા હજુ પેલા લખાણ વિષે કશું કેમ નહિ બોલતી હોય ? અશોક સમજી ગયો કે તેણે હજુ એ લખાણ વાંચ્યુંજ નહિ હોય. અશોક શાંતિથી એ બોંબ ફૂટવાની રાહ જોતો પોતાના કામમાં ગૂંથાયો. જ્યાં સુધી તે જીતવા માટે તલસતો હતો ત્યાં સુધી આ જાતની રાહ જોવાની રીત તેને દુઃખ દેતી. પરંતુ જીતને દૂર ફેંકી દઇને તે હારને આમંત્રતો હતો ત્યારે તેને લાગ્યું કે કંઈક શાંતિ તેને મળે છે.

અશોકના ટેબલ પર ટેલીફોનની ઘંટડી વાગી. "હલો !" અશોકનો સૌમ્ય શાંત અવાજ ગાજી રહ્યો. પ્રેરણાની આંખો પણ

તે તરફ ગઇ.

"પ્રેરણાબેન, તમને બોલાવે છે!" તે બોલ્યો.

પ્રેરણાએ આવીને ટેલીફોન લીધો, " હલ્લો ! હું ? ......... આવો છો ? ઓલરાઈટ......હું હમણાંજ વાંચી જોઉં છું...... જરૂર આવો......એ નજ ચલાવી લેવાય."

પ્રેરણાએ ટેલીફોન મૂક્યો તેના સપાટ કપાળમાં વિચારશીલતા તથા ક્રોધની કરચલીઓ પડી. તેણે અશોક સામે તીવ્ર નજર ફેંકી. એ નજરમાં અણગમો, તિરસ્કાર તથા ક્રોધ આવિષ્કૃત થતા હતા.

"અશોક, તમે રોહિતે લખેલું મેટર ફેરવ્યું હતું ? " તે તીખા અવાજે બોલી.

અશોકે પેન નીચે મૂકી અને ઘડીભર પ્રેરણા સામે શાંતિથી જોઇ રહ્યો.

"હા." તે શાંતિથી બોલ્યો.

"શા માટે ? "

"કેમકે મને લાગ્યું કે તે છાપવામાં 'સંસ્કૃતિ' કે 'સંસ્કૃતિ'ના તંત્રીની આબરૂ વધે તેવું ન હતું. "

" તો તમને તેજ વખતે ના પાડતાં શું થતું હતું ? "

" મેં તેજ વખતે વિરોધ તો કરેલો...... "

" અને છેવટે હા પણ પાડેલી. ખરૂંને ?" તે કટાક્ષમાં બોલી.

" હા. પરંતુ પાછળથી વિચાર કરતાં જણાયું કે એ લખાણ છાપવું તે અયોગ્ય કામ હતું તેથી ન છૂટકે રદ કર્યું. "

" પણ તો તે તમને ત્યાંજ અમને કહેતાં શું થતું હતું ? "

" એ વખતે તુરત વિરોધ ટકાવવાને બદલે વાત અટકાવવામાંની મારી ભૂલ કબૂલ કરૂં છું. મારે ખરી રીતે તેજ વખતે મક્કમ ના પાડવી જોઇતી હતી. "

" તો ? "

" પણ એક ભૂલ કરી એટલે બીજી ભૂલ કરવીજ જોઇએ

એવો અર્થ નથી થતો. તેથી મેં કરેલી ભૂલ સુધારી."

"કે કરેલી ભૂલને બદલે કોઇ સારા માણુસનું અપમાન કરીને તમે ભૂલને બેવડાવી." રોહિતે અંદર આવતાં જણાવ્યું.

રોહિતના મોં પર ગુસ્સો ચોખ્ખો દેખાઈ આવતો હતો. ઝપાટાબંધ દોડાવેલી મોટરનાં ચિન્હો પણ જણાતાં હતાં. તેના વાળ પર આછી ધુળ ચડેલી જણાતી હતી.

કદી કોઈ સામે ગુસ્સે થઇને બોલવું એ તો અશોક માટે અશક્ય હતું. તે બોલ્યો, "રોહિતભાઇ, તમારૂં અપમાન કરવાનો મારો જરાપણ ઇરાદો ન હતો. પાછળથી વિચારતાં મને એ છાપવું યોગ્ય ન ગણાયું તેથી કાઢી નાખ્યું. અને છતાં જો અપમાન તમે ગણતા હો તો હું માફી માગું છું." અશોક નરમાશથી બોલ્યો.

તેની એ નરમાશની તદ્દન અવગણના કરતો રોહિત બોલ્યો, "તમે જે કર્યું તે નીચતાજ ગણાય મી. અશોક. અમારે ઇંગ્લેન્ડમાં કોઇપણ ગ્રહસ્થ આવી રીતે વિશ્વાસઘાત નજ કરે."

"પણ એમાં વિશ્વાસઘાત છેજ ક્યાં? મને મારા મન પ્રમાણે લાગ્યું કે તે છપાવું ન જોઇએ." અશોકે બચાવ કર્યો.

"પણ તમને ખબર છે ને કે મારે પણ પોતાનો સ્વતંત્ર મત છે? અને તમને એ પણ ખબર છે ને કે આ પત્રની માલિક હું છું, તમે નહિ!" પ્રેરણા તીખા અવાજે બોલી.

અશોક અપમાનનો ઘૂંટડો ગળી ગયો. "પ્રેરણાબેન, તમારી વાત કબૂલ. પરંતુ જ્યાં સુધી મને તંત્રી તરીકે રાખો ત્યાં સુધી તો મારા મન પ્રમાણેજ પત્ર ચાલવું જોઇએ એ તમે કેમ ભૂલો છો?"

પ્રેરણા તેની દલીલ વજુદ વિનાની ગણીને તુચ્છકારથી હસતાં બોલી, "પણ અહીં તો મારા કહેવા પ્રમાણેજ ચાલવું જોઇશે."

"મને લાગે છે કે તમે મને રાજીનામું આપવાનુંજ સૂચન કરો છો. ઓલ રાઇટ, હું રાજીનામું આપું છું." અશોક વિષાદથી ઘેરા તથા સૌમ્ય અવાજે બોલ્યો. "હવે સમજ્યા. તમે કાલે

તે ગોટાળો કર્યો ત્યારથીજ રાજીનામાની તૈયારી રાખવી જોઇતી હતી." રોહિતે બળતામાં ઘી હોમ્યું," તમે અત્યારથીજ છુટા છો."

અશોકે પ્રેરણા સામે ગમગીની ભરી આંખે જોયું. પરંતુ તેની આંખમાંથી ઠંડા તિરસ્કાર સિવાય કશું તેને મળ્યું નહિ.

" ઓલ રાઇટ, ત્યારે, " અશોક કોટ પહેરતાં બોલ્યો, "મારા નસીબમાં તંત્રી પદ ન માંડયું હોય તો વળગવામાં કશો અર્થ નથી."

તે પ્રેરણા તરફ ફરીને બોલ્યો, " પ્રેરણાબેન, હું તમારો આભાર તો કદી ભૂલી શકું તેમ નથી. તમેજ મને 'સંસ્કૃતિ' નો તંત્રી બનાવ્યો હતો. મને જે કંઇ ખ્યાતિ મળી છે તે તમારે લીધેજ છે. તમારો હું હંમેશને માટે ઋણી રહીશ. અને મેં મારી નોકરી હંમેશાં વફાદારીથીજ કરી છે. "

તેનો ઘેરો, મીઠો અવાજ આખા વાતાવરણમાં ગાઢ ગમગીની ફેલાવી રહ્યો, "આપણે એક નજીવા કારણસર છુટાં પડીએ છીએ. તમેયે જ્યારે ઠંડે મગજે વિચાર કરશો ત્યારે તમને જરૂર લાગશે કે મેં આ રાજેન્દ્રબાબુની બદનક્ષી કરતું લખાણ અટકાવ્યું તે યોગ્યજ કર્યું હતું. તે આપણા 'સંસ્કૃતિ' ની આબરૂ તથા પ્રતિષ્ઠાને યોગ્ય હતું. છતાં હું જતાં જતાં ફરી કહું છું કે મારાથી તમારા ઉપકારનો બદલો વાળી શકાયો નથી. અને જ્યારે કદી પણ મારા જેવું કામ પડે તો મને કહેજો તો હું કરીશ—જોકે મારા જેવા મુફલીસ માણસનું તમારે કામ પડે એજ અશક્ય છે. " કહી તે દર્દભર્યું હસ્યો. " હવે સમજ્યા ! રોહિત વચ્ચેથી બોલી ઉઠયો.

પ્રેરણાને દયા આવી. તે બોલી, " હજુ જો તમને પસ્તાવો થતો હોય અને તમે નવી પ્રણાલિકા પ્રમાણે ચાલવા તૈયાર હો તો તમને રાખવા હું તૈયાર છું. "

અશોકના મોં પર ઘેરૂં વિષાદમય હાસ્ય ફરકી ગયું. " નહિ. મેં જે કર્યું તે તો સત્યજ કર્યું છે. અને તે બદલ હું પસ્તાતો પણ નથી. અને આટઆટલા વાદવિવાદ બાદ હું તંત્રી તરીકે ચાલુ

રહું તેમાં પણ અર્થ નથી માટે હું જઉં એજ યોગ્ય છે."

"તો તમારી મરજી." પ્રેરણા ફિક્કી શાંતિથી બોલી. "તમારે પૈસાની જરૂરત હોય તો હું આપું."

"આભાર." તે બોલ્યો, "મારી પાસે પૂરતા પૈસા છે. અત્યાર સુધીમાં મેં ઠીક ઠીક બચાવ્યું છે. વળી મારી જરૂરીયાતો પણ બહુજ થોડી હોય છે. તેથી ઇશ્વરકૃપાથી મારે કદી તંગી પડતીજ નથી. પરંતુ તમારૂં એ માયાળુપણું હું નહિ ભૂલું."

"ઠીક ત્યારે હવે આવજો." રોહિતે કટાક્ષમય હાસ્ય સહિત બારણું બોલ્યું—બહાર જવા સૂચવ્યું તે પણ કહી શકાય.

"સાહેબજી." અશોક આ અપમાન ગળી જતાં બોલ્યો અને ગયો.

તેના ગયા બાદ રોહિત હસી પડયો. "કેવો મીંદો માણસ છે એ! આટઆટલું અપમાન થાય તો બીજો માણસ તપી જાય."

તેને ક્યાંથી ખબર હોય કે જેને ઘરે રોટલો ખાધો હોય તે અપમાન કરે તોયે સામું અપમાન કરવા જેટલી નીચતા અશોકમાં સંભવેજ નહિ.

પ્રેરણા તો આટલી ઝડપથી બનતા બનાવોના પૂરમાં તણાઈ ગઇ હતી. તેને શાંતિથી વિચાર કરવાની ક્ષણ પણ મળી ન હતી. અને તેના મગજની સ્થિતિ એ વખતે શાંત વિચાર કરી શકે તેવી હતીજ નહિ.

"હું સમજી નથી શકતી," કહીને માથું દાબી બેસી ગઈ.

બે ત્રણ મૂક પળો સરકી ગઇ. રોહિતે છેવટે પ્રેરણાને સાંત્વન આપવા કહ્યું. "અશોક ગયા તો ભલેને ગયા! તમારે શા માટે મૂઝાવું જોઇએ?"

પ્રેરણાએ ધીમે ધીમે માથુ ઉંચું કર્યું અને રોહિત સામે વેધક દ્રષ્ટિપાત કરતાં બોલી, "ખરી વાત છે. પરંતુ મારે બધા વિષે શાંતિથી વિચાર કરવો છે. ત્યાં સુધી કામ શોભનકાકા માથે

નાખવું પડશે. ”

રોહિત તેના સામે આવીને ઉભો, “ જુઓ પ્રેરણા ! ” તે બોલ્યો, “ મારે લીધેજ આ પ્રસંગ ઉભો થયો છે તો તમે નવો તંત્રી ન શોધો ત્યાં સુધી હું કામ કરીશ. ”

“ પણ તમારી ઓફીસનું શું ? ”

“ત્યાં કામનું દબાણ છેજ નહિ. તેથી બન્ને કામ થઇ શકશે.”

પ્રેરણાનું મગજ કામ કરતું અટકી ગયું હતું. તે કશું વિચારવાની શક્તિજ ગુમાવી બેઠી હતી.

“ ઓલ રાઇટ. ” તેના અવાજમાં પહેલીજ વાર ગમગીની દેખાઈ.

---

# ૧૫

એક કલાકમાં તો 'સંસ્કૃતિ' કાર્યાલયમાં ઘૂસપૂસ કરતી અફવા ફરી વળી. દરેક કામદાર એક બે ક્ષણ કામ પડતું મૂકી શા માટે અશોકને કાઢી મૂક્યો તે વાત કરવા દોડી જતો હતો

એક બાજુ ત્રણ ચાર જણ ટોળે વળી અરસપરસ એજ પ્રશ્ન ચર્ચી રહ્યા હતા.

"અરે એડિટર સાહેબને બસ આમ અચાનક રજા આપી તે ખરાબ થયું." એક વૃદ્ધ કંપોઝીટર બોલ્યો.

"પણ વાત શું હતી? એમના જેવા તંત્રીને રજા આપવી તે સાદી વાતમાં ન હોય!" બીજો બોલ્યો. "ભગવાન જાણે શું હશે. પેલા રોહિતભાઈ ઉતાવળમાં આવ્યા. અંદર દશેક મિનિટ બોલાચાલી થઇ અને આપણા એડિટર સાહેબ ચાલ્યા ગયા."

"મને તો એ રોહિતભાઈનીજ કારસ્થાન લાગે છે!" ત્રીજો બોલ્યો.

"પણ એમાં એને ફાયદો શો હોય?" બીજાએ ઝંપલાવ્યું.

"કાં? તંત્રીપદ!"

"પણ એની પોતાની અહીં વીમા કંપનીની ઓફિસ છે!"

"અરે યાર વાત જવા દોને ! વીમા કંપનીમાં શું કમાણી છે તે તો સૌ કોઇ સમજે છે. બેઠા બેઠા માખીઓ મારતા હશે તે આ રસ્તો શોધ્યો."

"પણ આવી વાતમાં પ્રેરણાબેન કોઇને નકામાં કાઢી ન મૂકે !" એક જણે મુદ્દો ઉઠાવ્યો.

"કદાચ કંઈ બીજું પણ હોય !" બીજો જાણકારની ગંભીરતાથી બોલ્યો.

"બીજું શું હોય ?"

"એડિટર સાહેબને પ્રેરણાબેન તરફ જરા વધારે પક્ષપાત હતો. કંઇક થયું હોય અને રજા મળી હોય." તે આંખ મીચકાવતાં બોલ્યો.

"હા ભાઈ, મોટાં માણસ રહ્યાં. બધું હોઇ શકે"

"અરે તો રોહિતભાઇ વચ્ચે શા માટે આવે ?" બીજાએ વિરોધ દર્શાવ્યો. "માટે કંઇક બીજીજ વાત હોવી જોઇએ."

"અરે યાર જવાદોને. જે હશે તે સાંજ પડતાં આપમેળે જણાશે."

પ્રેરણાને દુરથી આવતી જોતાં બધા વિખરાઈ ગયા અને કામે વળગ્યા.

પ્રેસમાંથી પસાર થતાં તે અસંતોષનું વાતાવરણ જોઇ શકી. પરંતુ એ મનસ્વિની એવી દરકાર કરે તેવી ન હતી. છતાં તે મૂંઝાતી હતી.

તે વિચારમાં ને વિચારમાં ઉપર ગઇ. શોભનકાકાની ઓફિસના બારણા આગળ થોડીવાર થોભી. કંઇ વિચાર આવતાં તે બારણું ધકેલીને અંદર ગઇ.

"આવ બેન !" શોભનકાકા ગંભીરાઇથી બોલ્યા.

પ્રેરણા ટેબલ પાસેની ખુરશી પર ચુપચાપ બેઠી.

"ગાંડીબેન !" શોભનકાકા તેના સામું જોતાં માથું ધુણાવતા બોલ્યા, "અશોકને શા માટે કાઢી મૂક્યા ?"

"કોઈ કારણ વિના ન કાઢી મૂકે!" એ નાકનું ટીચકું ચડાવતાં બોલી.

શોભનકાકાએ વિચારમાં ચીંકણીનો સડાકો લીધો, "પણ શું કારણ હતું?"

"અશોકે મેં કહેવા છતાં એક મેટર પ્રેસમાં મોકલવાને બદલે એથી ઉલટું જ મેટર મોકલ્યું."

"એ અશોકની ભૂલ ગણાય. પણ એ મેટર કયું હતું?"

પ્રેરણાએ સંસ્કૃતિની નકલ ખોલી અને ટેબલ પર પાથરી. "વાંચો આ." તે રાજેનબાબુને અભિનંદતું લખાણ ચીંધીને બોલી.

"આમાં શું ખોટું છે?" શોભનકાકાને કશું ન સમઝાયું.

"આની જગાએ રોહિતે લખેલ લખાણ મૂકવાનું હતું."

"તો એ લખાણ આનાથી વિરૂદ્ધનું હતું?" શોભનકાકા બોલ્યા.

"હા. જરા તેમાં રાજેનબાબુ પર કટાક્ષ હતાં તો ખરાં."

"તો એ લખાણ આપણા પત્રમાં ન છપાય. આપણે 'સંસ્કાર' પત્ર સાથે સારો સંબંધ છે. માટે રાજેનબાબુ વિરૂદ્ધ લખાણ ન લખવું સારૂં."

પ્રેરણા વિચારી રહી. "એ તો ઠીક. પણ રોહિતે આપણા પત્ર માટે નવી પદ્ધતિ ઘડી કાઢી છે. તેમાં એવાં લખાણ લખવાનો એનો આગ્રહ હતો."

શોભનકાકા ચમકી ઉઠ્યા. "જો બેન!" તે બોલ્યા, "રોહિતની પદ્ધતિ તો હજુ સફળ થાય ત્યારે ખરી. પરંતુ એવી કલ્પનાને ખાતર, અશોકની સફળ થયેલી પદ્ધતિ શા માટે છોડવી? અને ખાત્રી રાખજે કે અશોક જેવો તંત્રી તથા અનુભવી માણસ જે પદ્ધતિ પર કામ કરે તે મૂર્ખાઈ ભરી ન હોય."

પ્રેરણા સમસમી રહી.

"અને વિચાર, તે" છીંકણી સુંઘતા બોલ્યા, "પહેલાં 'સંસ્કૃતિ'ની આબરૂ શી હતી! અશોક આવ્યા અને તેમણે 'સંસ્કૃતિ'ની

આબરૂ વધારી, આવક પણ વધારી અને 'સંસ્કાર' નું હરીફ પત્ર બનાવ્યું. રોહિત તે કરી શકશે ?"

પ્રેરણા વિચારી રહી. પાંચેક મૂક ક્ષણો પસાર થઇ.

"પરંતુ તેણે લખાણ સ્વીકાર્યા બાદ ફેંક્યું તેથી રોહિતનું અપમાન થયું તેનું શું ?" તે બોલી.

"તો અશોક પાસે માફી મંગાવવી હતી."

"માફી તો તેણે માગી. પણ રોહિત વધારે ગુસ્સે થયા હતા. તેથી અશોકને છૂટા જ કર્યા."

"બેન !" શોભનકાકાનો અવાજ ઘણોજ ગંભીર હતો.

"અશોકે જે કર્યું તે સારૂંજ કર્યું હતું. તેમાં રોહિતને ખોટું લાગે તોયે કર્યા સિવાય છૂટકો ન હતો. અને અશોકને તેં કાઢી મૂકવા તે મોટી ભૂલ કરી છે! ખબર છે તને ? અશોકને બીજેજ દિવસે રાજેનબાબુ રાખી લેશે."

"તો શું ?"

"તો એ કે 'સંસ્કૃતિ' માણસની કદર કરી શકતું નથી. અને સારા માણસોને ગુમાવે છે. જ્યારે સંસ્કાર તેમની કદર કરી સંઘરે છે. તને એ તફાવત સમજાય છે ?"

"પણ તો કરવું શું ? હવે તો રોહિત તંત્રી તરીકે કામ કરવાના છે !" તે મૂંઝાતાં બોલી.

"કેમ હું મરી ગયો હતો તે તેં રોહિતને એ કામ સોંપ્યું ! એ નહિ ચાલે !" શોભનકાકા ગુસ્સે થયા.

"પણ શોભનકાકા એમને હા પડાઈ ગઇ છે ને ના પાડું તો ખરાબ ગણાય." તે લાચારીથી બોલી.

"તો એ ભલે નામના તંત્રી રહે. પણ અશોકે જે પદ્ધતિ 'સંસ્કૃતિ' માટે નક્કી કરી છે તેમાં હું ફેરફાર નહિ થવા દઉં." તે નિર્ણયાત્મક સ્વરે બોલ્યા.

"હું કશું સમજી શકતી નથી." તે ગમગીન અવાજે બોલી.

અને એક ક્ષણ બાદ ટેબલ પર મોં નાખી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

"મારી ગાંડીબેન !" શોભનકાકા વાત્સલ્યભર્યો હાથ ફેરવતાં બોલ્યા, "એમાં, બેટા, તારે શા માટે મૂંઝાવું જોઇએ ? અશોક જાય કે રહે, રોહિત આવે કે ન આવે છતાં, બેન, હું બેઠો છું ત્યાંસુધી તારે ચિંતા શા માટે કરવી ?"

પ્રેરણાનું મૂક રૂદન ચાલુ રહ્યું.

"બેન, તું ગભરાય છે શાને ? અશોકને તું કહે ત્યારે પાછો બોલાવી દઇશ. કહે તો હમણાં પાછો બોલાવી આપું !"

"પણ એ તો 'સંસ્કાર'માં રહી ગયા હશે !" તેનો ગૂંગળાતો અવાજ આવ્યો.

"તો રાજેનબાબુને કહેશું કે તરતજ તે અશોકને અહીં મોકલી દેશે ! તને ખબર નથી કે રાજેનબાબુ કેટલા ભલા માણસ છે !"

પ્રેરણાએ લાલ આંખોવાળું મોં ઊંચું કર્યું. "અને એના વિષેજ ખરાબ લખવા હું તૈયાર હતી !" તે બોલી.

"એમાં વાંધો નહિ. બોલ હજુ બોલાવવા છે ?"

પ્રેરણા વિચારી રહી.

"ના, ના. શોભનકાકા, અશોકને હવે ન બોલાવાય. ભલે રોહિત નામના તંત્રી રહે. તમે બાકીનું બધું સંભાળજો. મને હવે 'સંસ્કૃતિ'માં રસ નથી રહ્યો." રોજની રમતિયાળ પ્રેરણાની કરુણ દશા વાતાવરણને ઊંડી ગમગીનીથી ભરી દેતી હતી.

"બેન, 'સંસ્કૃતિ'માં તું રસ ન લે તે કરતાં હું અશોકનેજ પાછો બોલાવું. મારી ગાંડીબેન તો રોજ હસીકૂદીને તોફાન ન કરે તો હું માંદો પડું !"

પ્રેરણાના ગમગીન મોં પર આછું દિલગીરીભર્યું સ્મિત ફરકી ગયું. તેનું સ્મિત જોતાં શોભનકાકાને સંતોષ થયો. તે બોલ્યા, "તો અશોકને બોલાવું ને ?"

પ્રેરણા ફરી વિચારી રહી. તેનું અભિમાની હૃદય હાર કબૂલ કરવા તૈયાર ન હતું. વળી રોહિતના અપમાનનો બદલો વાળવા તો આ બધું થયું! તો અશોકને ફરીથી બોલાવતાં રોહિતનું અપમાન તો થાયજ! પ્રેરણાનું નાનું મગજ ગૂંચવાયું.

તેણે ગંભીરતાથી માથું ધૂણાવ્યું.

"શોભનકાકા," તે દિલગીરી સહ બોલી, "જે થઈ ગયું તે થઈ ગયું. પણ અશોકને પાછા બોલાવતાં વધુ ગોટાળા થશે! રોહિતનું બમણું અપમાન થશે. માટે હમણાં તો તમેજ ચલાવો. પછી તક મળતાં અશોકને પાછા બોલાવી લઇશું."

શોભનકાકાએ વિચારમાં માથું ધુણાવ્યું. "તારી મરજી, બેન!" તે બોલ્યા.

"અને બીજું," તે વિચારતાં બોલી, "કંઇ નહિ."

"ના, ના. બોલી નાખ. જે કહેવું હોય તે." શોભનકાકા છીંકણી સૂંઘતા બોલ્યા.

"એ કે અશોકને જો નોકરી ન મળે તો કદાચ એ તંગીમાં આવી પણ પડે. તો તમારે તપાસ કરીને તેને જરૂરત હોય તો તેને હું આપું છું એમ ખબર પડવા દીધા વિના પૈસા આપવા."

"અરે પણ બેન, અશોકને તંગી નહિજ પડે! તેના જેવા માણસને નોકરી ન મળે એ બાબતજ અશક્ય છે! હાક્ છીઃ." ફરી ફરી તેમણે છીંકણીનો સડાકો લીધો.

"ખરી વાત છે."

પ્રેરણા શૂન્યમનસ્ક રીતે બહાર ચાલી ગઇ.

---

# ૧૬

અશોક 'સંસ્કૃતિ' માંથી બહાર નીકળી સીધો પોતાના મકાન તરફ ગયો. ઘરે પહોંચતાંજ તેણે બારીઓ ખોલી નાખી અને થાકેલા મગજને આરામ આપવા બારી પાસેની આરામ ખુરશીમાં પડ્યો. તેને ખૂબ વિચારવું હતું. તેણે અત્યાર સુધી બધા બનાવોને મગજમાં તેમના યોગ્ય સ્થાને ગોઠવી વિચાર્યા ન હતા. તે ફરીથી બધું વિચારવા માગતો હતો.

તેણે રોહિતના આવવાથી માંડીને બધા બનાવો શાંત મગજે ઉથલાવ્યા. ને એટલું તો સમજી શક્યો કે તેણે નકામા ઉશ્કેરાઈ જવામાં ભૂલ કરી હતી પરંતુ તેણે રોહિતના આગમનથી આટલી બધી ચિંતા શા માટે કરી? તેને પ્રેરણાના ટેબલ પરનો રોહિતનો ફોટો શા માટે ન ગમ્યો? તેને પ્રેરણા બે એક દિવસ પ્રેસમાં ન આવી તે શા માટે ન ગમ્યું? ભલા, એ બધી હૃદયવ્યથા શા કારણથી થઈ હતી?

અને તેના મગજ પર અચાનક પ્રકાશ પથરાયો. "ખરેખર, મને લાગે છે કે હું પ્રેરણાને ચાહું છું." તે નિરાશાભર્યા અવાજે બબડ્યો.

ફરીથી વિચારો ટોળે વળ્યા. તેણે પોતાના હરીફને માટે માર્ગ કરી આપવામાં શું ભૂલ નહોતી કરી? પરંતુ અશોક ઉદાર હતો.

પ્રેમ માગીને લેવાની વસ્તુ નથી. એ તો સ્વયં ભૂ પ્રેરણાથી જન્મે છે—એક બીજાનાં હૃદયમાં. જો પ્રેરણા રોહિત તરફ પક્ષપાત બતાવતી હોય તો અશોક માટે એકજ માર્ગ હતો—પોતે દૂર ખસી જવું.

અશોક ઊભો થયો અને પોતાના ટેબલ પર પડેલો 'સંસ્કૃતિ' માંથી કાપેલો પ્રેરણાનો ફોટો લીધો. તે એ હસતા મોં તરફ જોઇ રહ્યો. આટલી સરસ, આટલી નિર્દોષ અને હસમુખી! અશોકના શરીરમાંથી પોતે કેટકેટલું ગુમાવ્યું તે વિચારતાં ધ્રૂજારી પસાર થઇ ગઇ. એના એ લલચામણા હોઠો જાણે તેને સનાતન હાસ્યથી આમંત્રતા હતા.

અશોકના હૃદયમાં નિરાશાની આગ ભભૂકી રહી. તેણે બધું ગુમાવ્યું હતું! તેણે હૃદયની અકળામણ દબાવવા ખાટલામાં જઇ ઓશીકામાં માથું દાબી દીધું.

અને તેની આગળ એ યાદગાર પળો રમી રહી. તે દિવસે બીનના તાર ઝણઝણાવતી એ સુંદર આંગળીઓ તેના વાળ પર ફરી હતી. અને એ સુંદર આંખો તેના સામું મધુરમ હાસ્ય વેરતાં બોલતી હતી, "દિલ હલી ગયું ને?"

અશોક જેમ જેમ એ પ્રસંગો એક પછી એક તાજા કરતો ગયો તેમ તેમ ઊંડી નીરાશા તેના હૃદયમાં પ્રસરવા લાગી. તેને લાગ્યું કે આટલી કમનીય સ્રીને મેળવવા રોહિત સામે પ્રયાસ તેણે કરવા જોઈતા હતા. પણ એ તો અશોકના સ્વભાવમાં ન હતું. તે કદી માગતો નહિ. પ્રેરણા ન મળે તો આખું જીવન ભલે નિરાશાના આગારમાંજ વિતાવવું, ભલે બધી આશાઓ પાછળ ઝુરવું પડે! પરંતુ પ્રેમની ભીખ માગવા જવું! અશક્ય! અશક્ય!

"ખરેખર પ્રેરણા વિના મારે નહિ ચાલે!" તે ખેદપૂર્વક વિચારી રહ્યો.

અને જાણે તેના પ્રશ્નનો જવાબ દેતી હોય તેમ તેના હાથમાંની

સુંદર છબી મધુર રીતે હસી રહી.

તે ગમગીન થઈ ગયો. તેના હૃદયમાં ફરી ફરીને એજ અવાજ ઊઠતો: "પ્રેરણા વિના નહિ ચાલે !"

કલાકો સરકતા ગયા અને ધીમે ધીમે તેનું થાકેલું મગજ નિદ્રિત થયું. ઓશીકા પરના તેના ગાલ નીચેના હાથમાં પ્રેરણાનો ફોટો રહી ગયો હતો અને અનંત દુઃખોની નિવારક નિદ્રા તેને સ્વપ્ન પ્રદેશમાં ઉપાડી ગઈ હતી.

* * * *

સાંજના ચાર થયા અને 'સંસ્કાર' ના વધારાઓ શહેરને ખૂણે ખૂણે વેંચાવા થપ્પીબંધ રવાના થયા. કુસુમ એ બધી ધમાલ તરફ આનંદભરી નજર ફેંકતી ઉપર ગઈ. તે આજે મનમાં ખુશ થતી હતી. એક વખત આજ કાર્યાલયમાં તે સામાન્ય નોકર હતી. આજે તે એ કાર્યાલયની સમ્રાજ્ઞી હતી. તેના હોઠ પર નિરાળું સ્મિત રમી રહ્યું.

"આવું કે ?" તેણે રાજેનબાબુની ઓફિસના બારણા પર ટકોરો લગાવતાં પૂછ્યું.

જવાબમાં રાજેનબાબુએ પોતે બારણું ઉઘાડયું.

કુસુમ અંદર જઈને ખુરશીમાં બેઠી.

"કંઈ નવીન ?" રાજેનબાબુએ કુસુમ તરફ મીઠી નજર ફેંકતાં પૂછ્યું.

"નવીન શું હોઇ શકે ?" તે મધુરતાથી બોલી.

"હવે ક્યારે ટૂરમાં ઉપડશું ?"

"એ તો તમારે નક્કી કરવાનું છે ને ?"

"પણ તમને ફાવે તે તારીખ નક્કી કરીએ ?"

"તમે નક્કી કરો તે મને ફાવેજ."

"તો પરમ દિવસે ?"

"કબૂલ. હું તો એ બહાર ફરવાનાંજ સ્વપ્નાં સેવું છું."

"કેમ ?" તે મજાકમાં હસતાં બોલી.

"એ આપણી સાથે કરેલી પહેલી ટુર હશેને ! અને......"

"અને......શું ?" કુસુમ વધુ સાંભળવા ઇચ્છતી હતી.

"અને ?" તે હસતાં બોલ્યા, "અને દૂર ઉગતો ચંદ્ર હોય, સુંદર નદી હોય, ચારે બાજુ નૈસર્ગિક સૌંદર્ય હોય અને......" તે અટક્યા.

"અને......?" તે સમજી ગઇ કે રાજેનબાબુ શું કહેવા જતા હતા.

"અને સાથે તમે હો. પછી મારે બીજું શું જોઇએ ?"

"કેમ હું સાથે હોઉં તો શું થઇ જાય ?" તે મજાકમાં બોલી.

"તમે સાથે હો તો બધુંયે થઇ જાય." રાજેનબાબુ પણ તેવાજ સ્વરે બોલ્યા.

"એમ ? એક સામાન્ય સ્ત્રી કેવી રીતે આટલી બધી કિંમતી થઇ શકતી હશે એ હું સમજી શકતી નથી."

રાજેનબાબુ કુસુમ તરફ ભાવભીની નજર ઘડીભર ફેંકી રહ્યા. છેવટે તે લાગણીવશ ઘેરા અવાજે બોલ્યા, "કુસુમ, મનુષ્યનું જીવન હમેશાં બુદ્ધિવાદથીજ નથી ચાલતું. મોટે ભાગે માનવજીવનને નિયંત્રિત રાખનાર હૃદય છે. મારી પાસે પૈસો હતો; સુખ હતું બધું હતું. અને બુદ્ધિવાદ પ્રમાણે મારે બીજું શું જોઇએ ? છતાં એ પૈસો, એ સમૃદ્ધિ બધું તમારે ચરણે ધરવાની હૃદયે મને ફરજ પાડી. અને એ સમૃદ્ધિમાં પણ આખુંયે જીવન ખાલી ખાલી લાગતું હતું. દરેક માણસને એમજ બને છે. માણસ સમૃદ્ધિ પાછળ નથી મરી પીટતો. માણસના હૃદયને પણ ભૂખ હોય છે અને હૃદયની ભૂખને ખાતર માણસ ખુશીથી બધું ત્યાગવા તૈયાર હોય છે. હૃદયની ભૂખને ખાતર માણસ સમૃદ્ધિને ઠોકરે મારવા પણ તૈયાર થાય છે અને એ ત્યાગમાં તેને સુખ મળે છે; એ ભાગનું દુઃખ તેને માટે મીઠાં સ્વપ્નાં સમું રોચક લાગે છે !"

કુસુમ આ મીઠા શબ્દો પી રહી, "તમે તો કવિ જેવું બોલો છો !"

"કવિ જેવું ?" રાજેનબાબુ હસતા બોલ્યા, "જીવનજ કવિતા જેવું છે ને! તમને ખબર છે કુસુમ કે તમારે માટે હું બધું ગુમાવવાનું હોય તોયે તૈયાર છું. કોણજાણે તમારે સ્ત્રીઓમાં એવી શકિત છે, એવું અજબ આકર્ષણ છે કે જેની ભુરકીથી અંજાઇ અમો પુરૂષો સમૃદ્ધિ સત્તા વગેરે બધું છોડી તમારા ગુલામ બની રહેવામાં જીવનસાફલ્ય માનીએ છીએ. કુસુમ, એવું તમારામાં શું છે કે જેથી તમને જોતાં મારા હૃદયમાં કૈંક ભાવો ઉત્પન્ન થાય છે અને તમને જોતાં આંખ ધરાતીજ નથી !"

કુસુમ મીઠું લલચાવતું હાસ્ય હસી. રાજેનબાબુ સાથે અત્યાર સુધીમાં તે શારીરિક છૂટથી વંચિત રહી હતી. બન્ને પ્રણયી હતાં. બન્ને શારીરિક છૂટ માટે ઝંખતાં હતાં છતાં સમાજ અને સંસ્કારની છાપને લીધે એ છૂટ લેતાં અચકાતાં હતાં. કુસુમને લાગ્યું કે હવે એ પળ નજીક આવતી જતી હતી. તેની છાતી આછો ધબકારો કરી રહી.

"તમે એમ માનો છો કે પુરૂષોનાજ હૃદયોને ભૂખ હોય છે અને સ્ત્રીઓનાં હૃદયોને નહિ ?" તે બોલી.

"મને એ જાતનો સ્ત્રીઓનો અનુભવ નથી. કદાચ હોવી તો જોઇએજ." રાજેનબાબુ એ બાબતમાં અજ્ઞાત હતા.

કુસુમને એ જવાબ ગમ્યો. તેને એ ગમ્યું કે રાજેનબાબુને ભૂતકાળમાં પણ કોઈ સ્ત્રી જોડે એવી મૈત્રી ન હતી.

"તો હું કહું ?"

"જરૂર."

"સ્ત્રીઓને પણ હૃદય હોય છે. અને હૃદયોને ભૂખ પણ હોય છે. તમારે સમજવું જોઇએ કે જે જાતની લાગણીઓ તમને મારે માટે થાય તેવીજ લાગણીઓ મને તમારે માટે થાયજ." તે

સ્પષ્ટ થતાં બોલી.

"એ તો બરાબર છે. પરંતુ તમને ક્યાંથી ખબર હોય કે મારી લાગણીઓ તમારે માટે કેટલી......" રાજેનબાબુ થોથરાયા.

"કેટલી શું?" કુસુમ ન સમજે તેવી ભોટ ન હતી.

"કેટલી......ચોખ્ખા શબ્દોમાંજ કહું. કેટલી વાસનામય છે!" રાજેનબાબુ જાણે પાપ કરતા હોય તેમ શરમાતાં બોલ્યા.

કુસુમ તેના સામું સ્થિરતાથી જોઈ રહી, "અને તમે શા ઉપરથી માનો છો કે મને તમારી એવી લાગણી નહિ ગમતી હોય?" તેના શબ્દોમાં ખુલ્લું આમંત્રણ હતું.

રાજેનબાબુનું હૃદય ધબકી રહ્યું. તેમના જીવનની અણમોલ પળ નજીક આવતી જણાઈ.

"સાહેબ!" બહારથી પટાવાળો બોલ્યો.

"અંદર આવો!" રાજેનબાબુએ અવાજમાં હૃદયનો કચવાટ ન આવવા દીધો.

"'સંસ્કૃતિ' નો વધારો." કહી તે વધારો મૂકીને ચાલ્યો ગયો.

એક ક્ષણના એ વિઘ્ને વાતને બીજીજ દિશામાં ઝોક આપી દીધો હતો.

કુસુમે તે વધારો ઉપાડ્યો અને તેનાથી આશ્ચર્યની બૂમ પડાઈ ગઈ.

"કેમ શું છે?" રાજેનબાબુ પણ ઉભા થઈ ગયા.

"'સંસ્કૃતિ'માંથી અશોકભાઈને છૂટા કર્યા છે અને તેની જગાએ રોહિત કરીને કોઈને નીમેલ છે."

રાજેનબાબુ ઘડીભર વિચારી રહ્યા.

"તમને ખબર છે ને કે ગઈ કાલે સીનેમામાં અશોક એવું કંઈક બોલેલ." રાજેનબાબુએ યાદ આપી.

"હાસ્તો. પરંતુ ત્યારે શી ખબર કે તેમને ખરેખર કાઢી મૂકશે? હું અમસ્તી તેમના મનના વહેમ માનતી હતી."

રાજેનબાબુ હસ્યા, "તમે કહેતાં હતાં ને કે પ્રેરણાબેનના આકર્ષણને લીધે અશોક કદી 'સંસ્કૃતિ' ન છોડે! હવે તો ખોટાં કર્યાંને!"

"એ તો શી ખબર પડે કે વાત શું હશે? એમ કરો. પહેલાં ખરી વાતની તપાસ કરાવી લો. અને આજે અશોકભાઇને તો અહીં જમવા આવવાનું છે ને! તો આપણે બન્ને પછી તુરતજ તેને જમવા માટે બોલાવાજ જઇએ. અને......"

"અને શું?" રાજેનબાબુએ પૂછ્યું.

"આપણા દિલ્હીના પત્રો માટે તંત્રીની જરૂરત છે ને! તો આપણે આ તક જતી ન કરવી જોઇએ." કુસુમ મોટા વ્યાપારીની છટાથી બોલી.

"હું એજ વિચારી રહ્યો હતો." રાજેનબાબુ બોલ્યા.

"ત્યારે?"

"હમણાંજ તપાસ કરાવું છું તો!" કહી રાજેનબાબુ બહાર ગયા.

કુસુમ વિચારમાં ને વિચારમાં આમતેમ આંટા લગાવવા લાગી તથા ફરતાં ફરતાં રાજેન બાબુના ટેબલ પરની વસ્તુઓ કળામય રીતે ગોઠવતી ગઈ. તેને અશોક છૂટો થયો તે એક રીતે ગમ્યું હતું. તેથી રાજેનબાબુની ઘણી તકલીફ ઓછી થશેને! વળી દિલ્હી જવાની માથાકુટજ નહિ! કુસુમ આવો લાભ ઉઠાવવાની તક શાની જતી કરે? અને એથી અશોકને પણ ફાયદો તો ખરોજ! તુરતજ સારી નોકરી મળી જાય એ કંઈ જેવી તેવી વાત ન ગણાય!

કુસુમ એ બધું વિચારી રહી.

* * * *

ઘડીયાળમાં પાંચના ટકોરા થયા અને અશોકની ઊંઘ ઉડી.

"હું યે ગજબ ખરે બપોરે સૂઇ શકું છું!" તે આળસ મરડતાં બબડયો.

પરંતુ જાગૃત અવસ્થા સાથે ચિંતા પણ તેને મૂંઝવવા આવી. તેણે હાથમાં ચોળાયેલી પ્રેરણાની છબી તરફ જોયું અને તેને બધું યાદ આવ્યું. તેણે ધીમેથી તે છબીને ટેબલ પર કરચલી દૂર થવા માટે ચોપડી નીચે દબાવી.

અને નહાવાના ઓરડામાં તે ગયો.

* * * *

# ૧૭

અશોક બાથરૂમમાંથી લેંઘા તથા ખમીસભર બહાર નીકળ્યો અને અંદરના ઓરડામાં આરસા સામે ઉભો રહી વાળ ઓળવા લાગ્યો. વાળ ઓળતાં પણ તેને પ્રેરણા શા માટે યાદ આવતી હતી? તેને લાગ્યું કે તે ખરેખર પ્રેરણા માટે તલસતો હતો.

તે કાંસકો મૂકીને બહારના ઓરડામાં આવ્યો, પરંતુ ત્યાં આવતાં તે કુસુમ તથા રાજેનબાબુને જોતાં નવાઇ પામી ગયો.

"અશોકભાઇ, તમે તો કદાચ આવવાનું ભૂલી જાવ તેથી અમો બન્નેએ નકકી કર્યું કે તમને તેડીજ જવા." કુસુમ તેને હાસ્યથી નવાજતાં બોલી.

અશોક પરાણે હસ્યો. "ખરેખર હું સાવ ભૂલી ગયો હતો. હમણાં હમણાં બહુજ ચિંતા કરવાથી આવી મનઃસ્થિતિ થઇ ગઇછે."

"અને તમે 'સંસ્કૃતિ'નું તંત્રીપદ શા માટે છોડી દીધું?"

"મેં કયાં છોડયું છે. તેઓએ મને છુટો કર્યો" અશોક વિષાદ સહ બોલ્યો.

"છુટા કરવાનું કારણ?" રાજેનબાબુએ જાણવા છતાં પૂછ્યું.

"નજીવી તકરાર. બીજું શું કારણ હોય?" અશોકે વાત ઉડાવી.

"વાહ, અશોકભાઇ!" કુસુમ હસતાં બોલી, "તમે તો ગોટા

થતા જાવ છો ને! તમારે કયા કારણથી તકરાર થઇ, શું થયું તે બધી મેં તપાસ કરી લીધી છે!"

"તો જાણો છો તો શા માટે પૂછો છો? તમારા વિષે એવું લખાણ હું તંત્રી હોઉં ત્યાં સુધી છાપવા નજ દઉં." તે રાજેનબાબુને સંબોધનાં બોલ્યો.

"લખાણની સામાન્ય વાત તો હું જાણું છું, પણ બરાબર શબ્દો શા હતા?"

"એ કે રાજેનબાબુ જેવા ગૃહસ્થ પોતાનીજ નોકરને પરણે તે યોગ્ય ગણાય? સમાજમાં ખરાબ દાખલો બેસે ને એવું એવું."

"અને એ રોહિત કોણ છે?" રાજેનબાબુ બધું જાણવા માગતા હતા.

"મને ખાસ ખબર નથી, પરંતુ સમાજવાદી છે. ઇંગ્લેન્ડથી તાજેતરમાં આવે છે અને તેમની ઈન્સ્યુરન્સ કંપનીની અહિંની ઓફિસના મેનેજર છે."

"પેલી સીનેમા ડી ફ્રાન્સ પાસે ઓફિસ છે એ?"

"હા એજ."

"ઓહો!" રાજેનબાબુ સ્મિતસહ બોલ્યા, "એ ભાઇને!" અને તુચ્છકારનું હાસ્ય તેમના મોં પરથી પસાર થઇ ગયું.

"હા. અને એ તો પાછા પ્રેરણાબેન સાથે જરા વધારે ગાઢ સંબંધમાં છે." અશોકની હૃદયની વરાળ દાબી શકાઇ નહિ.

કુસુમ એ વાત માનવા તૈયાર ન હતી.

"અશોકભાઇ, તમે ભૂલો છો. મને ખબર છે કે પ્રેરણાબેન કોઇ બીજાના પ્રેમમાં છે. માટે રોહિત સાથેનો સબંધ તમે ધારો છો તે જાતનો નહિ હોય."

"જે હોય તે. જવા દઇએ એ વાત. નાહક દુખ થાય તેવી વાત છે."

"કેમ આપણને શા માટે દુખ થાય?" કુસુમ હસતાં બોલી.

"આપણે શા લેવા દેવા ?"

"મને તો દુઃખ થાય છે." અશોક બોલ્યો.

"નોકરી ગઈ એટલે કે..."

"નહિ. નોકરીની તો મને કશી પડી નથી, પરંતુ પ્રેરણાબેન રોહિત સાથે વધુ સંબંધ રાખે તે કોણ જાણે કેમ મને ગમ્યું નહિ."

અશોક ખુલ્લા હૃદયનો ભોળો માણસ હતો એ ભાન રાજેનબાબુના ધ્યાન બહાર ન ગઈ.

"અરે પણ તમને ચાય તો બનાવી દઉં !" તે ઉઠતાં બોલ્યો, "કુસુમબેન કહેશે કે મને વિવેકજ નથી આવડતો."

અને જવાબની રાહ જોયા વિના તે અંદર સ્ટવ વગેરે ચીજો લેવા ગયો.

કુસુમ તેના ટેબલ પાસેજ બેઠી હતી. તેણે ઉપરની ચોપડી જોવા માટે ઉપાડતાં નીચે સહેજ કરચલીવાળી પ્રેરણાની છબી જોઈ. તેણે રાજેનબાબુના હાથમાં એ છબી આપી.

બન્નેની આંખો એક સૂચક સ્મિતની આપ લે કરી રહી.

"મારી વાત ખરી હતી ને ?" તે બોલી.

"કેમ કહી શકાય ? તમે કહેતાં હતાં કે પ્રેરણાબેન અશોક સાથે છુટ લેતાં હતાં. તેમણે તો અશોકને ઉલટા હાંકી કાઢવા માગ્યા. અને જો કોઈ પ્રેમમાં હોય તો એ અશોક છે, એમ મને લાગે છે." તે છબી જોતાં બોલ્યા, "અને આ છબી તેની સાબીતી છે"

"તો મેં પણ જોયેલી સાબીતીઓમાં હું ભૂલ નથી કરતી એ ચોક્કસ માનો." કુસુમ હસતાં બોલી.

"તો તો આપણે કંઈક એ લોકો માટે કરવું જોઈએ."

"જોઈશું." અશોકને આવતો જોતાં કુસુમે વાત ટુંકાવી.

અશોકે ચાનો સામાન જમીન પર ગોઠવ્યો અને ચટાઈ બેઠી ઉપર બેસતાં બોલ્યો, "આ બે મિનિટમાં તમને સરસ ચાય બનાવી દઉં."

"ભલા, આ ચાયને માટેનો 'ચાય' શબ્દ તમે પ્રેરણાબેન પાસેથી વાપરતાં શીખી ગયા લાગો છો!" કુસુમ પ્રેરણાની વાત ઉપર આવવા માગતી હતી.

અશોકને પોતાને પણ ખ્યાલ ન હતો કે તે પ્રેરણાનું અનુકરણ કરતો હતો. તેથી તે આશ્ચર્ય સહિત કુસુમ સામે જોઇ રહ્યા અને તેની વાત સાચી છે એ ખ્યાલ આવતાં હસી પડયો.

"કદાચ એમ પણ હોય."

રાજેનબાબુ પણ હસ્યા. તેમને આમ સીધી રીતે કબુલ કરનારો અશોક ગમ્યો.

"અરે, અશોકભાઇ, તમે ઉઠી જાવ. રાજેનબાબુને ખરાબ ચા નહિ ભાવે." કુસુમ પોતે રાજેનબાબુ માટે ચા બનાવવા માગતી હતી.

અશોક કુસુમના ભાવ સમજી ગયો અને હસી પડયો.

"જાણે તમારે રાજેનબાબુ માટે ચાય બનાવવાની મોનોપોલી હોય તો બનાવો, પરંતુ હું ખરાબ ચાય બનાવું છું તેવો આરોપ નાહક ન મૂકો." તે હસતાં બોલ્યો.

"પણ તમને ચા બનાવતાં આવડેજ કયાંથી?"

"ત્યારે? મને કોણ બનાવી દે? હું આ દશ વર્ષથી હાથે ચાય બનાવું છું. મને તો ખરાબ નથી લાગતી."

રાજેનબાબુ તથા કુસુમ બન્ને હસી પડયાં. "ખરાબ ન લાગે પણ બહુ સારી લાગે છે?"

"કેમ?" અશોક ગૂંચવાયો, "હા. જો કે બીજાઓના જેટલી સારી તો કયાંથી બને? પણ એકંદરે ખરાબ ન ગણાય."

"બીજાઓના જેવી એટલે કે પ્રેરણાબેનના ઘર જેવી એમજ કહો છો ને?" કુસુમે ફરી પ્રેરણાની વાત છેડી.

પણ અશોકને અમુક વાતો કબૂલ કરવામાં કદી ખોટું જણાયુંજ ન હતું. તેથી તે બોલ્યો, "હા. બીજા તો કોઇને ઘરે મેં સરસ ચાય પીધી નથી–સિવાય કે પ્રેરણાબેનનું ઘર."

"અને આ ખરેખર સારી હતી."

"ખરેખર."

"તમારા પોતાની બનાવેલ કરતાં પણ?" કુસુમ અશોકને બનાવતી હતી.

"હવે એ ચાય પાસે મારી બનાવેલી ચાયની વિસાત શી?"

રાજેનબાબુ તથા કુસુમ બન્ને ખડખડાટ હસી પડયાં. અશોક પોતે એવું હસવા જેવું શું કહ્યું તેજ વિચારવા લાગ્યો.

"એમાં હસવા જેવું શું છે?" તે નવાઈ પામતાં બોલ્યો:

"હસવા જેવું એટલુંજ કે તમે પ્રેરણાબેન પાછળ ગાંડા બનતા જાઓ છો." કુસુમ હસવું ખાળતાં બોલી.

અશોક વિચારી રહ્યો. શું તે ખરેખર પ્રેરણા પાછળ ગાંડો બનતો હતો?

"નારે ના. ગાંડો કેવી રીતે બની શકું?"

"કેમ ન બની શકો?" કુસુમે રાજેનબાબુના હાથમાંનો ફોટો અશોકને બતાવ્યો.

અશોક શરમાઇ ગયો. તેની ચોરી આમ પકડાઇ ગઈ તેથી શરમ આવેજ. પરંતુ એમાં ચોરી શી હતી? અશોક ફરી વિચારી રહ્યો. તે પ્રેરણાને ચાહતો હતો એ તો સાચી વાત. તો છૂપાવવામાં અર્થ શો?

"અને ગાંડો બનું તોયે મને ફાયદો શો?" તે બોલ્યો—સાદાઇથી.

"ફાયદો એટલોજ કે પ્રેરણાબેન સાથે લગ્ન કરી સુખી થવાય." કુસુમે ધાર્યું કે અશોક ચમકશે પરંતુ અશોક ચમક્યો નહિ. તેણે તો એમજ માની લીધું કે કુસુમ, રાજેનબાબુ વગેરે બધાં તેના હૃદયની વાત જાણે છે. તેથી તે કટાક્ષમાં બોલ્યો, "તમને લાગે છે કે મારી આ મૂર્ખાઈ બાદ તેવી શકયતા હોય?"

"હું એ પર વિચાર કરીને તમને જવાબ દઇશ." કુસુમે પણ

વ્યંગમાં જવાબ દીધો.

ઘડિયાળમાં છના ટકોરા થયા. રાજેનબાબુજ પહેલા ઉઠયા.

"જાઇએ. તમે કપડાં પહેરી લો."

* * * *

ઉનાળાનો દિવસ હોવાથી સાડાસાત વાગ્યા તોયે સહેજ અજવાળું હતું. રાજેનબાબુનું રસોડું બંગલાથી જુદું હતું, ઠેઠ બંગલાની પાછળ. સુંદર મકાન અને સ્વચ્છતા એ તો રાજેનબાબુની માલિકીની દરેક ચીજમાં હોય તો એ રસોડામાં તો હોયજ.

અશોક જમી લીધા બાદ હાથ ધોઇને સામે પડેલાં ચકચકતાં વાસણ તરફ જોતાં બોલ્યો, "ખરેખર તમે લોકો સ્વચ્છતા સરસ રાખી શકો છો."

રાજેનબાબુએ જવાબમાં કુસુમ સામે જોયું અને બન્નેની આંખો હસી રહી.

"એ બધું માન કુસુમને ઘટે છે. બાકી તો એ પહેલાં તો મારે ત્યાં પણ તમારા જેવીજ અંધાધુંધી હતી." રાજેનબાબુ બોલ્યા.

"પરંતુ રાજેનબાબુ, અમુક વ્યકિતઓ દુખજ સહન કરવા સરજાયેલી હોય છે. તેમના જીવનમાં તો અંધાધુંધી હંમેશાં રહેજ." અશોક વિષાદપૂર્ણ સ્વરે બોલ્યો.

"તમારી માન્યતા ખોટી છે. કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે." કુસુમ વચ્ચેથી બોલી.

અશોક ફીકકું હસ્યો, "અત્યારે તો મને લાગે છે કે અમર આશા તો રોહિતના જીવનમાં આવી છે. મારે તો નિરાશામાં વલખાં મારવાનાં છે."

"તમે પ્રેરણાને ચાહો છો તો ખરાને?" રાજેનબાબુએ કુતૂહલપૂર્વક પૂછ્યું.

"પણ હવે ચાહવા ન ચાહવાનો અર્થ શો?" અશોકે પ્રશ્ન કર્યો.

કુસુમ હસી પડી, "ઘણો અર્થ હોય તમે ગભરાઓ છો શા માટે ? હું તમને બન્નેને ભેગા કરવા પ્રયાસ કરીશ."

"મને નથી લાગતું કે તેમાં તમને સફળતા મળે, અને હું અમદાવાદ છોડી દુર ચાલ્યો જવા માગું છું તેથી તમારા પ્રયાસોનો અર્થ પણ નથી."

"દુર ? ક્યાં જવા ધાર્યું છે ?" રાજેશ્વબાજુથી પ્રશ્ન પુછાઇ ગયો.

"ક્યાંય પણ. અમદાવાદ સિવાય."

"કેમ ?"

"સાચું કહું ? મને કોઇ સ્ત્રીનો પ્રેમ મેળવવા વલખાં મારવાનું પસંદ નથી. જો પ્રેરણાબેન રોહિત તરફ આકર્ષાય તો હું દુરજ રહું તે સારૂં છે."

"શા ઉપરથી તમે કહો છો કે પ્રેરણાબેન રોહિત તરફ આકર્ષાય છે ?" કુસુમે પૂછ્યું.

"ઘણી બાબતો પરથી."

"દાખલા તરીકે ?"

"દાખલા તરીકે ? હા. એક તો એ કે પ્રેરણાબેન રોહિત આવેલ તે દિવસે ઓફિસમાંજ ન આવેલ."

કુસુમ હસી પડી, "તમારે ત્યાં કોઇ મહેમાન પરદેશથી આવે તો તમે શું કરો ? તમને નથી લાગતું કે પહેલે દિવસે એ ઓફિસમાં ન આવે તે સ્વાભાવિકજ હોય ?"

અશોક વિચારમાં પડી ગયો. "કદાચ હોય. બીજો દાખલો દઉં. પ્રેરણાબેને રોહિતનો ફોટો ટેબલ પર રાખવો શરૂ કરી દીધો છે."

કુસુમની ભમરમાં અણગમાની કરચલીઓ આવી ને સહજ રીતે છુપાવતાં કુસુમ બોલી, "એમાં પણ કોઇ મહેમાન ફોટો ભેટ આપે તો સ્ત્રી ના ન પાડે અને બેચાર દિવસ દેખાવ ખાતર ટેબલ પર પણ રાખે. કોઇને ખોટું લગાડવા કરતાં દેખાવ કરવો સારો તે

તમને નથી લાગતું ?"

ફરી અશોક વિચારમાં પડી ગયો. તેને લાગ્યું કે તેણે કદાચ પ્રેરણાને સમજવામાં ભૂલ તો કરી ન હતીને ? છતાં તે બોલ્યો, "અને છેલ્લી વાત. જ્યારે પત્રની પ્રણાલિકા વિષે આ તકરાર ઊભી થઈ ત્યારે રોહિતનો પક્ષ ખેંચી મને રજા આપવામાં ભલા ક્યા પ્રકારનો પ્રેમ આવી શકે ?"

કુસુમ એ ગંભીર પ્રશ્ન ગળી જતાં બોલી, "ઘણી વખત સંયોગવશાત્ ઘણું કરવું પડે. માટે તમારે પ્રેરણાબેન વિષે ઉતાવળમાં અભિપ્રાય બાંધવો ન જોઇએ." તે પોતે સમજતી હતી કે તેની દલીલમાં વજુદ ન હતું.

અને છતાં એ દલીલે અશોકને વિચારમાં નાખી દીધો. તેને લાગ્યું કે આ બધામાં ભૂલ પોતાનીજ હતી, છતાં તે સુધારવી કેમ ? કોઈની પાસે જઇને માફી માગવી તે અશોકને ટેવ ન હતી. ભૂલ હોય તો માફી માગે પણ આ તો અપમાન પોતાનું થયું અને માફી પણ પોતે માગે ? અશોકથી એ ન થાય. અને રોહિતે કંઇ જેવું તેવું અપમાન નહોતું કર્યું !

"ગમે તેમ હોય. સુખ મારા માટે સર્જાયુંજ નથી અને હું તે પાછળ વલખાં મારવાનો નથી. હું અમદાવાદ છોડીજ દેવા માગું છું." તે નિર્ણયાત્મક સ્વરે બોલ્યો.

રાજેનબાબુ વચ્ચે બોલ્યા, "તો જો તમારે ક્યાં જવું તે નક્કી નથી, તો હું તમને કહું ત્યાં ન જાવ ?"

"જરૂર જાઉં. મારે તો અમદાવાદથી દુર જવું છે."

"તો મેં દિલ્હીમાંથી ત્રણ નવાં છાપાં કાઢવા નક્કી કરેલ છે. બધું લગભગ તૈયાર છે. તમે તે ત્રણેય છાપાંના તંત્રી કે જનરલ તંત્રી તરીકે જવા તૈયાર થાવ તો મારા પર ઉપકાર થશે."

અશોકની નજર આગળ સુંદર ભવિષ્ય નાચી ઊઠયું. તેને

પ્રેરણાને ભૂલવા કામ જોઈતું હતું, સખત કામ જોઈતું હતું. અને ત્રણ છાપાના જનરલ એડિટર થવું તે તો તેના આદર્શોને ગમતું કામ !

"ઠીકટો હું તમારો આભાર માનું ! બોલો ક્યારે જઉં ?"

"કાલેજ. ફક્ત કામમાં ખાસ ધ્યાન રાખશો કેમકે છાપાંની શરૂઆતજ તમારાથી થશે."

અશોક રાજેનબાબુ તરફ જોઈ રહ્યો, "હું અમદાવાદ છોડું છું તે મારૂં દુઃખ ભૂલવા માટે. અને દુઃખ ભૂલવા માટે મારે સખત કામની પણ જરૂરત છે. તમારાં પત્રો મને એ કામ આપી રહેશે. માટે કામની બાબતમાં નચિંત રહેશો. અને તમો જે મને આ સારો ચાન્સ આપો છો એ તમારી ભલાઇજ છે."

"ત્યારે કાલે સવારે તમે આવજો એટલે બધી ગોઠવણ તમને જણાવી દઇશ. અને તમે કાલે ઉપડવાની તૈયારી કરી નાખજો." રાજેનબાબુએ નિર્ણય જણાવ્યો.

"હવે આમ વાતોજ કરવી છે કે બંગલામાં જશું ?" કુસુમે ટકોર કરી.

"હા; હા. જઇએજ તો." બધા ઊઠયા.

ચાલતાં ચાલતાં કુસુમે કહ્યું, "અશોકભાઈ, પ્રેરણાબેન પરના તમારા પેલા આરોપો પર વિચાર કરતાં મને તો એ લાગે છે કે તમે નાના બનાવોને મહત્વનું રૂપ નકામું આપી દીધું. એમની રોહિત સાથેની નજીવી છૂટોને તમે મોટું સ્વરૂપ આપી દીધું !" અને તેણે હસતાં ઉમેર્યું, "તમે તો સ્ત્રીઓથી વધારે ઈર્ષાળુ છો."

"ભાઇસાહેબ, હું મારી ભૂલ કબુલ કરૂં છું પરંતુ એ બધું મને ન ગમે તેમાં મારો શો દોષ ?"

રાજેનબાબુ અશોકની સરલતા પર હસ્યા.

## ૧૮

રાજેનબાબુના બેઠકના ઓરડામાં હજુ બત્તી બળતી હતી. અશોક તો ચાલ્યો ગયો હતો પરંતુ રાજેનબાબુ તથા કુસુમ અશોકની વાતો પર ચર્ચા કરતાં બેઠાં હતાં. ઓરડો સુસજ્જ હતો. છેલ્લામાં છેલ્લી ઢબનું ખાસ તૈયાર કરાવાયેલું ફરનીચર તેની સુઘડતામાં વધારો કરતું હતું. રાજેનબાબુ તથા કુસુમ બન્ને એક મોટા સોફા પર બેઠાં હતાં.

તેમની વાતોનો વિષય તો અશોકજ હતો.

"મેં અશોકના દિલ્હી જવા વિષેના તાર તો રવાના કરાવી દીધા છે." રાજેનબાબુજ વાત કરતા હતા.

"એ તો બધું થઈજ ગયું હશે પરંતુ મને જરા એક ચિંતા ઊભી થઈ છે !"

"શી ?"

"અશોકભાઈએ પ્રેરણાબેન વિષે જે વાતો કરી તેમાં અમુક બાબતો મારી ગણત્રીથી ઊંધી નીકળી."

'પરંતુ તમે તો અશોકનેજ ઈર્ષાળુ કહી ફોસલાવ્યા. ખરૂં પૂછો તો પ્રેરણાબેને રોહિતનો ફોટો રાખ્યો, તથા અશોકને નોકરીમાંથી રદ કર્યાં તે મને તો કોઈ રીતે પ્રેમનાં ચિન્હ જેવું જણાયું નથી."

રાજેનબાબુ સહેજ હસ્યા.

કુસુમ વિચારી રહી.

"તમારી વાત સાચી છે. પ્રેરણાબેને રોહિતનો ફોટો ટેબલ પર રાખ્યો તેજ મને સમઝાતું નથી. જો તે અશોકને ચાહે છે તો તેને બીજા કોઇનો ફોટો ટેબલ પર રાખવાની જરૂરત શી? તે જગાએ તો અશોકનોજ ફોટો જોઇએ. મને એ સમઝાતું નથી." કુસુમના અવાજમાં ગંભીરતા હતી.

રાજેનબાબુ વિચારમાં મૂક રહ્યા.

"અને તે ઉપરાંત રોહિતે જ્યારે આપણા બન્ને વિષે ખરાબ ટીકા લખી ત્યારે પ્રેરણાબેનેજ તે અટકાવવી જોઇતી હતી. તેમ છતાં રોહિતનો પક્ષ ખેંચી અશોકભાઈનું અપમાન કર્યું તે પણ મને સમઝાતું નથી. મને લાગે છે કે અશોકભાઈ પ્રેરણાબેનના માર્ગમાંથી ખસી ગયા તે સિવાય તેમને માટે બીજો માર્ગજ ન હતો." કુસુમ ફરીથી બોલી રહી, "પરંતુ મારી ગણત્રી કેમ ખોટી પડે છે તેજ મને મૂંઝવે છે!"

રાજેનબાબુની આંખો કુસુમ પર ઠરી રહી. "કુસુમ, તમે કદી એવી કલ્પના નથી કરી શકતાં કે પ્રેરણાબેને કદાચ પોતાનું જુનું પ્રેમપાત્ર છોડી નવું સ્વીકાર્યું હોય? જોકે એ બહુજ ગંદો વિચાર કહેવાય છતાં." રાજેનબાબુના અવાજમાં ગાંભીર્યનો થડકો હતો.

કુસુમની વિશાળ આંખો અગાધ ગંભીરતાથી રાજેનબાબુ પર ઠરી રહી. "કદાચ એ સંભવિત ખરૂં, પરંતુ મારા પ્રેરણાબેનના અનુભવ પરથી કહું છું કે તેમને માટે તો એ અશક્ય છે!"

"પ્રેરણાબેન પણ છેવટે તો માણસ છે ને!"

"જરૂર. છતાં એમના ઉપરછલ્લાં છીછરાપણાં પાછળ ઉત્તમ ચારિત્ર્ય છે. તેમના ફરફરિયાળપણામાં નિર્દોષતા છે. હું માણસને ઓળખી શકું છું. માટે એ તો ખાત્રી રાખો કે પ્રેરણાબેન માટે તો અશોકભાઇને છોડીને બીજાને ચાહવો તે અશક્ય છે."

રાજેનબાબુએ સંમતિ આપી, "તમારી માણસ પારખવાની શકિતની મને ખાત્રી છે. છતાં આ કોકડું તમારી ગણત્રી ખોટી પાડતું જણાય છે."

કુસુમ વિચારી રહી. તે બોલી, "હું પણ એજ વિચારૂં છું. અશોકભાઈ મુંઝાઇને ગાંડા જેવા થઇ ગયા, તેમને સ્વાભાવિક લાગ્યું. પ્રેમ અને ઈર્ષા એ બન્ને કોઈ અતૂટ બંધનથી સંકળાયેલી લાગણીઓ છે. દરેક પ્રેમી પોતાના પ્રેમપાત્રની સંપૂર્ણ માલિકી ઇચ્છે છે. તેમાં ભાગ પડાવનાર હરકોઇની તે ઈર્ષા કરેજ. તેથી અશોકભાઈની મનઃસ્થિતિ તો આપણે સમજી શકીએ."

"અને અશોકને જો ઈર્ષા કે દુઃખ જે કંઇ થયું તે તેણે પોતેજ સહન કરેલ છે તેણે કશી ખોટી મૂર્ખાઈ બતાવી નથી અને માર્ગમાંથી ખસી જવામાં તેમણે પોતાના ઉમદા દિલનો પરિચય કરાવેલ છે. અશોકની ઈર્ષા કોઇ પાશવી માનવીની ઈર્ષા ન હતી; એની ઈર્ષાને લીધે એણે પોતે એકલાએજ દુઃખ સહ્યું. મને તો એના દુઃખમાં સુંદર નવલ કથાનાં તત્ત્વો મળે છે!" રાજેનબાબુ વિચારોમાં ઊતરી પડયા.

"જવાદો એ વાતો." કુસુમ ચીડાવાનો ડોળ કરતાં બોલી. "અત્યારે જ્યાં જીવનની વાતો હોય ત્યાં સાહિત્ય વચમાં ક્યાં લાવો છો? હું એ કહેતી હતી કે અશોકભાઇ તો જાણે સમજી શકાયા. પરંતુ પ્રેરણાબેને શા માટે આવું વર્તન સ્વીકાર્યું હશે?"

ફરી કુસુમ વિચારમાં ઊતરી પડી.

"અશોકનો માર્ગ તમે ધારતાં હતાં એટલો તો સરળ નથીજ રહ્યો, એમ મને લાગે છે." રાજેનબાબુએ છેવટે ચૂપકીદી છોડી.

"હું આશા નથી છોડતી. તમે સ્ત્રીઓને સમજી નથી શકતા એટલેજ આમ કહો છો; બાકી મને લાગે છે કે પ્રેરણાબેનને મારે એકાદવાર ફરી મળવું પડશે."

રાજેનબાબુ હસી પડ્યા, "તમે શું અશોકને પરણાવવાનો ઇજારો લીધો છે?"

"હાસ્તો. હું તો ઘણી બાબતોના ઇજારા લઉં છું એ ક્યાં તમારા ખ્યાલ બહાર છે?"

"મને તો ખ્યાલ નથી." રાજેનબાબુએ અજ્ઞાનનો ડોળ કર્યો.

"વાહરે, જાણે સાવ બાળક રહ્યા." કહી હસતી હસતી કુસુમ ઓરડા બહાર દોડી ગઈ.

દોડતી જતી એ વ્યક્તિ તરફ રાજેનબાબુ નેહભરી નજરે જોઇ રહ્યા.

"કેટલી સુંદર! મારાં જીવનને એ સ્ત્રી કેટલું સુખમય બનાવે છે!" તેમણે સંતોષનો શ્વાસ મૂક્યો.

---

# ૧૯

કરનાલી પાસે વળાંક લેતો નર્મદાનો પ્રવાહ કુસુમને હૃદયંગમ લાગ્યો. કુસુમને લાગ્યું કે જીવનમાં કેટકેટલી સુંદરતાઓ અણપિછાણેલી રહી હોય છે?

કરનાલી પાસેનો સંગમ જોઇને રાજેનબાબુ તો ખરેખર કાવ્યમય ભાષામાંજ ઊતરી ગયા. બન્ને બાજુ વિસ્તરેલી ઊંચી ઊંચી ભેખડો વચ્ચે થઇને નાનો પાતળો પ્રવાહ, ગુંચવાતી શરમાતી નવોઢાની માફક નર્મદાના મુખ્ય પ્રવાહને આવીને મળે છે. બન્ને પ્રવાહનાં પાણી જાણે કે એક બીજાને મળીને ત્યાં વર્તુલાકારે નાચે છે. ત્યાં માછીઓની હોડીઓને ચોમાસામાં જોખમ રહે છે. એ મિલનનાં તાંડવમાં ભલભલા તારાઓ તળીએ ખેંચાઇ જાય છે; એ મિલનના જોશબંધ વહેણને લીધે હોડીઓને પાંચ પાંચ માછીઓ દોરડાંથી ખેંચીનેજ ઉપરવાસ લઇ જઇ શકે છે.

કુસુમ હોડીની વચ્ચેની પાટલી પર બેઠી હતી. ઊગતા સૂર્યનાં કિરણો તેના સુકોમળ ગોરા ગાલને ચુમી રહ્યા હતા. તેના ફરફરતા આછા વાળના લીટી જેવા પડછાયા તેના ગાલ પર પડી રહ્યા હતા. જાણે કે કરનાલીમાંની બધી પ્રતિમાઓની માફક આ હોડીમાં પણ એક સૌંદર્યની જીવંત પ્રતિમા વસી રહી હતી.

રાજેનબાબુ હોડીને છેડે સુકાન પાસે બેઠા હતા. તેમનો એક હાથ નદીના પાણીમાં રમત કરતો હતો.

"કુસુમ," તે બોલતા હતા. "પેલી દુરની ઊંચી ભેખડો જોઇ! ચોમાસામાં જ્યારે પૂર આવે છે ત્યારે પાણી એ ભેખડોની છેક કિનારી સુધી પહોંચે છે. અને આ સંગમ પર તો સામાન્ય હોડી વાળાઓ આવવાની તે વખતે હિંમત ન કરે. આટલું સુંદર સૌંદર્ય છે. અને આ સૌંદર્યમાંયે ભીષણતા છે. આપણી આ હોડી નાંગરેલી છે ત્યાં અત્યારસુધીમાં કોણજાણે કેટલીયે હોડીઓ આ વમળમાં ફસાઇને ડુબી હશે; કેટકેટલાયે માનવીઓના તરફડીયાં સામેના ઊંડાણમાં વિલીન થઈ ગયાં હશે."

કુસુમ સહેજ હસી, "તમે ખરૂં કહો છો. આ સૌંદર્યમાં પણ ભીષણતા છે." અને તે ચમકીને બોલી, "પાણીમાંથી તમારો હાથ બહાર કાઢી લો."

"કેમ શું વાંધો હતો?" રાજેનબાબુ ટુવાલથી હાથ લૂંછતા બોલ્યા.

"તમે કહેતા હતા ને કે પાણીમાં મગરો હોય છે!" તે ડરતાં બોલી.

રાજેનબાબુ હસી પડયા. "નર્મદામાં મગરો છે પણ અહીં નથી. નહિતર જુઓ સામે પેલી સ્ત્રી કપડાં ધૂવે છે; પેલો છોકરો પાણીમાં તરે છે. તેમને કશું ન થાય તો આપણને ડર શો?"

"એમને કશું ન થાય કેમકે તેમનાં જીવનની કશી કિંમત નથી." કુસુમ ગંભીરતાથી બોલી.

"અને મારા જીવનની?"

"બીજાઓને કિંમત હોય કે ન હોય પણ મને તેની કિંમત છે." તે શરમાઇ ગઇ.

રાજેનબાબુના હૃદયની લાગણીઓ તે વખતે જુદું જ સ્વરૂપ ધરી રહી. જીવનમાં તે પહેલીજવાર એવી વ્યકિતને મળતા હતા

કે જેને તેના જીવનની કિંમત હતી જેની પાસેથી તે વાત્સલ્ય અને પ્રેમ બન્ને મેળવી શકતા હતા. તેમને લાગ્યું કે એ શબ્દો માટે તો એ પોતાની આખી મિલ્કત કુરબાન કરવી હોય તોયે કરે. ત્યારેજ તેમને ખરી પ્રતીતિ થઈ કે શા માટે સ્ત્રીના એક શબ્દ ખાતર હજારો માણસો જીવન કુરબાન કરવા તૈયાર થતા, શા માટે સ્ત્રીને ખાતર યુગાન્તરથી માણસ ધન, વૈભવ, બધાનો ભોગ આપતો આવ્યો છે.

તે વિચારી રહ્યા. સ્ત્રીમાં એવું શું છે કે જેની આગળ માણસનો સમસ્ત આત્મા નમી પડે છે? દાખલા તરીકે કુસુમ જે કહે છે, જે કંઈ બોલે છે તે બધું શા માટે રાજેનબાબુને ગમતું? એજ શબ્દો બીજો કોઇ પુરૂષ બોલ્યો હત, અથવા બીજી કોઈપણ સ્ત્રી બોલી હત તો એવી અસર ન પડત. પરંતુ કુસુમના મોમાંથી સરતા એ શબ્દોમાં એવું શું જાદુ ભર્યું હતું?

તેમને લાગ્યું કે એ પ્રશ્ન તેમણે વિચારવોજ જોઇએ. પુરુષમાં માર્દવ નથી હોતું; નથી હોતી શબ્દોને સુંદર બનાવે તેવી હૃદયની પ્રેમાળ સરળતા. તેને જીવનના ઝંઝાવાતો કઠોર બનાવે છે. અને કઠોર હૃદય પણ કોમળતા માટે ઝંખે છે.

પુરુષ હૃદયની મૃદુતા, કોમળતા માટેની ઝંખના પ્રેમમાં પરિણમે છે. એ ઝંખના તેના જીવના અણુએ અણુમાં વ્યાપ્ત થાય છે. એ ઝંખના એટલું તો ઉગ્ર સ્વરૂપ લે છે કે તેને ખાતર માણસ ધન, રાજ્ય, મિત્રો, સૌ કોઇનો—અરે પોતાના જીવનનો—પણ ભોગ ખુશીથી આપે છે.

એ ઝંખના સંતોષી શકે છે સ્ત્રી—

ગમે તે સ્ત્રી નહિ પરંતુ એકજ સ્ત્રી કે જેના પર તેનું હૃદય ઠરે છે, જેને તે પૂજે છે, જેને ખાતર મહેનત કરે છે, અને આખુંયે જીવન ન્યોછાવર કરે છે.

કુસુમ રાજેનબાબુને વિચારમાં પડી ગયેલા જોઇ જરા ગુંચવાઈ.

તે ઊઠીને તેની પાસે આવી. "ખોટું લાગ્યું?" તેણે મૃદુલ અવાજે પૂછ્યું.

રાજેનબાબુ ચમક્યા. તેમની ચિંતા થઈ કે આમ વિચાર કરીને પણ કુસુમને ચિંતામાં શા માટે નાખી? તે હસ્યા. "નારે. હું તો વિચારતો હતો."

"શું?" કુસુમની ચિંતા દૂર થઈ.

"કહું?"

"હા રે તો."

"સ્ત્રી-અને પુરુષના પરસ્પર આકર્ષણનો પ્રશ્ન."

કુસુમે શરમાવાનો ડોળ કર્યો. "તમે ખરાબ માણસ છો." તે લાડમાં બોલી.

"એમાં ખરાબ શું છે? એ તો સાદો સીધો પ્રશ્ન છે." રાજેનબાબુ કુસુમની શરમનું કારણ ન સમજી શક્યા.

કુસુમ તેની બાજુમાં બેઠી. "તો કહો તમે શું શું વિચાર્યું."

"ના, ના. તમને એ ખરાબ ચર્ચા લાગશે."

"નારે, એ તો સીધી ચર્ચા છે. કહો."

"તમે એક મુગ્ધા સ્ત્રી છો." રાજેનબાબુએ પણ હસતાં હસતાં કહ્યું.

કુસુમ હસી પડી. "ચાલો વેર વળી ગયું. હવે કહો."

"હું એ વિચારતો હતો કે સ્ત્રીઓમાં એવું શું છે કે જે જેથી માણસ તેમનો ગુલામ થઈ જાય છે. સાધારણ રીતે કોઈને બીજાની ઇચ્છા મુજબ વર્તવું ગમતું નથી. પરંતુ દરેક પુરુષ પોતાની પ્રિયતમાની ઇચ્છા મુજબ વર્તેજ. અને તેમ કરતાં દુખ પડે કે મુશ્કેલી નડે તો પણ તેને સ્મિતપૂર્વક આવકારેજ. એવું શું છે?"

કુસુમ હસી પડી. "સૌંદર્ય?"

"ના. ના. હું નથી ધારતો. તમને ખબર છે? આપણા પ્રેસના મજુરોને પણ આખો દિવસ ખૂબ મહેનત કરીને સાંજે જ્યારે

પત્ની સાથે સુક્કો રોટલો ખાતા જોતો, ત્યારે હું તેમના મોં પર એવી સંતોષની છાપ જોતો કે જે હું મારા પૈસા, સમૃદ્ધિ અને સત્તાથી પણ ન ખરીદી શકતો.

"અને હવે ?"

"અને હવે ?" રાજેનબાબુનો ભવ્ય ચહેરો એ વખતે કુસુમને બહુજ સુંદર લાગ્યો, "અને હવે તો એ લોકો શા માટે આટલા સુખી હતા તેનું કારણ મને મળી ગયું છે. મારા બધા પૈસા છતાં મારું હૃદય ખાલીખમ હતું. અને અત્યારે......અત્યારે......"

"બોલોને ! અટકો છો શા માટે ?" કુસુમના કાન વધુ સાંભળવા આતુર હતા.

"અત્યારે કદીપણ મારું કામ ન છોડનાર હું મારા મોટામાં મોટાં સાહસ માટે હું પોતે જવાને બદલે અશોકને મોકલું છું. કામ ગમે તેટલું ચડે તોયે તેમાંથી ફાજલ વખત શોધી કાઢું છું– અને એ વખત બગાડતાં કદાચ નુકશાની જાય તોયે મને દિલગીરી થતી નથી. એ બધું શામાટે ? એકજ વ્યક્તિ મારા જીવનમાં એવી રીતે પ્રવેશી શકી છે કે જેની એક એક ઇચ્છા મારે મન દેવાજ્ઞા છે; જેના સુખને ખાતર કોઈ પણ ભોગ વધારે નથી; જેને હસતી જોવા હું સદૈવ તત્પર રહું છું; અને મને લાગે છે કે તેના વિના મારા જીવનમાં કોઈ અનોખો ભાગ અણખીલ્યો રહી જતો હતો."

યુગાન્તરોની કથાની પુનરુક્તિ. એનું એ પ્રણયગીત યુગયુગોના પુરુષો પોતાની પ્રિયતમા પાસે ગાઇ ગયા છે; એના એ પ્રણયગીતે જંગલીમાં જંગલી માનવીથી માંડી સંસ્કૃતમાં સંસ્કૃત પ્રણયીઓનાં હૃદય એકોતતના તારથી ઝણઝણાવ્યાં છે. અને જુગજૂનાં એ ગીતની ઉક્તિની મીઠાશ સદીઓની સદીઓ પણ ભૂંસવાને બદલે વધારતી ગઇ છે. કુસુમના કાન એ મૃદુલ, લાગણીથી ભરપૂર સૌમ્ય શબ્દવાળું પ્રણયગીત સાંભળતાં જીવનની અનુપમ મીઠાશ અનુભવી રહ્યા.

તેના હૃદયમાં લાગણીના ઓઘ આવ્યા. તેનું હૃદય એની બાથમાં કચડાવા તત્પર બન્યું. તે બોલી, "ત્યારે તો એ વ્યકિત ખૂબજ ભાગ્યશાળી ખરી !" તે હસી.

"ભાગ્શાળી તો હું."

કુસુમ ફરીથી તેના સામે અગાધ પ્રેમથી ઉભરાતી ઘેરી નજર ફેંકી રહી. તે વિચારવશ અવાજે બોલી, "તમે ખૂબજ ભલા છો. તમારી મારા માટેની એ લાગણીઓ, મારા પ્રત્યેની એકનિષ્ટ પ્રણયભાવના એ તો તમારી મોટાઇનીજ પૂરાવો છે. બાકી મેં ઘણાયે પુરૂષો એવા જોયા છે કે જેઓ પોતાની સ્રીઓને વાસના સંતોષવાનું સામાન્ય સાધન ગણે અને જેઓ વફાદારી શું છે તે સમજેજ નહિ. તમારી માફક એકજ સ્ત્રી પાછળ મરી ફીટનાર કોઇકજ નીકળે. બાકી દરેક સુંદર મોં તરફ વાસનાભરી દ્રષ્ટિ ફેંકનાર પુરુષો દુનિયામાં સોએ નવાણું હોય છે. હું તો એથીજ મને સૌથી સુખી સ્રી માનું છું કે મને એવા પતિ મળેલ છે કે જેની નજરમાં મારા સિવાયની બધી સ્રીઓ બ્હેનોજ છે."

રાજેનબાબુ તેના સામે પ્રેમાર્દ્ર નયને જોઇ રહ્યા, "તમે મારા હૃદયને પારખી શકયાં છે. મારે માટે તમેજ પૂર્ણ સ્રી છો. મારે દુનિયાની બીજી સ્રીઓ માટે આંખો નથી. હું જો તમને મારાં પોતાનાં કરી શકું તો દુનિયામાં બીજાં પુરુષો કે સ્રીઓ વસે છે તે પણ જાણવાની મારે પરવા નથી."

બન્નેના હૃદયો એકતારથી ઝણઝણી રહ્યાં. એક નવનની કોઇ અનોખા ઐકયની લાગણીઓ બન્નેનાં હૃદયને હચમચાવી રહી. બન્નેની આંખોમાં અનોખી દ્રષ્ટિ આવી રહી—પ્રેમભરી ઘેરી નજરની સ્થિરતા.

રાજેન બાબુનું હૃદય પ્રયત્નો છતાં કાબૂમાં ન રહ્યું. અને જેમ જેમ તે કુસુમના શબ્દો સાંભળતા ગયા તેમ તેમ તેમનો બધો મનોનિગ્રહ ગળવા લાગ્યો. "અને હું તમારીજ છું—તમારીજ. મારૂં

બધું સર્વસ્વ તમારૂંજ છે." કુસુમની ભાષા પણ પ્રણયગીતથી રણકી રહી, "હું તમને મારા પોતાના કરી સાચવી શકું તો બસ છે." તેના શબ્દોમાં તેનો આત્મા ઠલવાયો.

તેની ધીમી પણ ભાવહીન છતાં અનેક આમંત્રના ભાવોથી ભરી નજર રાજેનબાબુ પર ફરી રહી. રાજેનબાબુ મનોનિગ્રહ જગાવવા ઊભા થઇ ગયા. કુસુમ પણ ધીમેથી ઊભી થઇ.

બન્ને એક ક્ષણ એક બીજાને જોતાં ઊભાં રહ્યાં કુસુમના અવયવે અવયવનાં વળાંકમાં રાજેનબાબુને સૌંદર્ય ભાસ્યું.

અને બન્નેની આંખો મળી. એક આવેશ! એક ક્ષણ! અને બીજી ક્ષણે બન્ને એક બીજાની બીંસની સુખદ હુંફમાં કચડાઇ ગયાં. બન્નેના હોઠો એક બીજાને કો અનંત તૃષા છીપાવતા હોય તેમ ચૂમી રહ્યા. ગાલ, મોં, હોઠ, બધું બન્નેને ચૂમવા લાયકજ લાગ્યું. અરસ પરસની બીંસમાં જાણે કે અંતર ખોલતાં હૃદયો પણ એક બીજાને ચૂમી રહ્યાં; સહેજ ઊંચે ચડેલો સૂર્ય પણ પાણીને ચૂમી રહ્યો; દૂર બેઠેલાં સારસ સારસી પણ એક બીજાને નેહથી જોઇ રહ્યાં.

જાણે કે આખુંયે વાતાવરણ જગતનું ભાન ભૂલી ફક્ત એ સનાતન કાળથી ચાલ્યાં આવતાં પુરુષ સ્ત્રીનાં પ્રણયચુંબનને વિચારી રહ્યું.

દુર કપડાં ધોતી સ્ત્રીઓ પણ એ દૃશ્ય જોતાં પોતાનાં પ્રણયસ્વપ્નો જોઇ રહી. "નફ્ફટ!" "સુધરેલાં!" કહેતાં તેઓએ મોં મચકોડયાં અને છતાં એ દૃશ્ય તેમનાં હૃદયને પણ ઘડીભર જૂનાં સંસ્મરણોથી ધબકાવી રહ્યું.

અને એ લાંબી મોહાશની નંદ્રા તૂટી. રાજેનબાબુ પોતાની જાતને વીસરી પ્રણયી બન્યા હતા, તેમને ફરી સ્વભાન થયું. તેમને લાગ્યું પોતે કેવા પાશવી છે અને તેમણે કુસુમની આસપાસ વીંટળાયેલા પોતાના હાથ છૂટા કરતાં બોલ્યા, "કુસુમ, હું ઘણોજ દીલગીર છું. તમે મને કદાચ પશુ માનસો. પરંતુ એમાં મારો

વાંક ન હતો—વાતાવરણે મને ભાન ભૂલાવ્યું." કહેતાં તે નીચે શરમીંદા બની બેસી ગયા.

કુસુમ આશ્ચર્યથી જોઇ રહી. તે શું બોલવું તે વિચારી ન શકી.

"કુસુમ, ખરેખર આવું ફરીથી નહિ બને. તમારી મરજી વિરુદ્ધનું આવું પાશવી વર્તન હું કેમ ચલાવી શકયો તે હું સમજી શકતો નથી." રાજેનબાબુના અવાજમાં સાચા હૃદયનો પશ્ચાતાપ હતો. તે પોતે સમજી નહોતા શકતા કે તેમણે આટલો બધો કાબૂ શી રીતે ગુમાવી દીધો.

"પરંતુ એમાં તમે શું ખોટું કર્યું છે?" તેને રાજેનબાબુનું વર્તન તદ્દન સ્વાભાવિક લાગ્યું હતું. જો કે તે બન્ને આમ બધાં દેખતાં આમ કરી બેઠાં તે ઠીક ન થયું એમ તે ધારતી હતી.

"તમે વિવેક ખાતર ભલે કહો પરંતુ હું તમારી દુભાયેલી લાગણી સમજી શકું છું." રાજેનબાબુનો પશ્ચાતાપ હજુ શમતો ન હતો, "અને છતાં કદી ન સંયમ ગૂમાવનાર હું આજે આવો નિર્બળ કેમ થઈ ગયો! ઓ ઇશ્વર! અને છતાં તમે શા માટે આટલાં બધાં સુંદર છો! કે જેથી તમારા સામું જોતાં મારો બધો મનોનિગ્રહ ઓગળી જાય છે!"

કુસુમ એનો શો જવાબ આપે! અને એ આ કદી મન પરનો કાબૂ ન ગૂમાવનાર પુરુષની અંતરની વ્યથા કેવી રીતે સમજે? અને છતાં તે ગભરાઇ. જો રાજેનબાબુ આમ ચુંબનથી પણ ભડકે તો બન્ને વચ્ચે એવી કોઇ અભેદ્ય દિવાલ ઊભી થાય કે જે તેમના લગ્ન જીવનમાં પણ નડે. અને તેઓ ક્યાં લગભગ પરિણીત જેવાં ન હતાં! તો શા માટે આ સંયમ! તેણે ધાર્યું કે તેણે એ ચોખવટ કરીજ નાખવી.

પરંતુ રાજેનબાબુની મનઃસ્થિતિ પણ એવું રૂપાંતર લેતી હતી. તે પોતે આવી છૂટ લેતાં બીજાની નજરમાં કેવા હાસ્યાસ્પદ લાગશે

તે ઘડીભર વિચારી રહ્યા. અને તેમને મુખ્ય તો એજ વિચાર દુભવતો હતો કે પોતે ચુંબન કુસુમની મરજી વિરુદ્ધ કર્યું છે અને તેમ કરતાં પોતે તેની લાગણીઓ દુભવવાનો અક્ષમ્ય અપરાધ કર્યો છે. અને પોતાના કૃત્ય માટેની શરમ તેમનું કાળજું કોરી રહી હતી. તેમના જીવનમાં સ્ત્રીનો પ્રથમ સ્પર્શ એ નવીનતા હતી. તે સમજી નહોતા શકતા તેમાં પોતે ખોટું કરતા હતા કે ખરૂં. અને તે પોતાની જાતને નીંદવા લાગ્યા.

તેમણે બોલવા માથું ઊંચુ કર્યું અને તેની : : આંખો કુસુમની આંખો સાથે મળી. ફરીથી તે સુંદર દેહલતાને છાતી સરસી ચાંપી ચૂમવા તેનું હૃદય દબાણ કરવા લાગ્યું અને ફરીથી તેમને પોતાની જાત પર તિરસ્કાર છૂટયો.

"કુસુમ, મને માફ કરશો ? પરંતુ હું તમને જોતાં એટલો નિર્બળ થઇ જાઉં છું !"

"પરંતુ તેમાં માફ કરવા જેવું શું છે ?"

"ખરેખર !" રાજેનબાબુની આંખમાં સહેજ આશા ચમકી, "કુસુમ, તમને શારીરિક છૂટછાટ ન ગમતી હોય તો કદી નહિ લઉં. તમારી લાગણી દુભવવા કરતાં હું સહન કરવું વધુ પસંદ કરીશ."

કુસુમ એની ઉદારતા મનમાંજ પ્રશંસી રહી.

"પરંતુ એમાં તમે કરી શું નાખ્યું છે ?" કુસુમ આનાથી બીજો કયો સીધો ઉત્તર આપે.

"શું ? તમને ચુંબનની છૂટમાં હરકત નથી ?" તે બોલ્યા.

કુસુમ ઘડીભર યોગ્ય જવાબ શોધવામાં મૌન રહી.:

રાજેનબાબુ ફીક્કાશભર્યું હસ્યા, "તમને ન ગમતું હોય તે નહિજ થાય !" તે નિર્ણયાત્મક સ્વરે બોલ્યા.

કુસુમને લાગ્યું કે તેના મૌનનો ઊંધો અર્થ લેવાયો હતો, તેથી તે બોલી, "પરંતુ મેં ક્યારે કહ્યું કે મને એ નથી ગમતું ?"

રાજેનબાબુની આંખો સ્થિરતાથી તાકી રહી–જાણે કુસુમ ખરૂં કહેતી હતી કે વિવેક કરતી હતી તે શોધવા મથતી ન હોય !

"મને તેમાં હરકત નથી." કુસુમ ફરીથી બોલી.

"થેંક્યુ કુસુમ. તો આપણે એ છૂટા કોઇ કોઇ વખતે લઇએ તો તમને વાંધો નથી ને ? હું તો ન લેવા ઘણું કરૂં છું પણ કોણ જાણે કેમ મને મારા પોતાના પર કાબૂ નથી."

કુસુમ એના બીનઅનુભવ તરફ હસી રહી, "મને જરા પણ વાંધો નથી." તેને લાગ્યું કે રાજેનબાબુ પાસે ખોટી શરમ રાખવા જવામાં નાહક ઊંધું વેતરાવાનો ભય રહેતો હતો.

રાજેનબાબુએ જાણે માથા પરથી બોજો ઊતર્યો હોય તેમ શાંતિથી શ્વાસ મૂક્યો. અને ફરીથી બન્નેની આંખો અપૂર્વ લિપ્સાથી એક બીજા તરફ આકર્ષાઇ. ફરીથી બન્નેનાં હૃદયો ધબક્યાં. અને એક ક્ષણમાં પશ્ચાતાપ, મનોમન્થન બધુ ભૂલીને રાજેનબાબુના હાથ એ દુનિયાની સૌથી કમનીય દેહલતાને વીંટળાઇ રહ્યા. અને બન્નેના હોઠો ફરીથી લાગણી, આવેગ અને પ્રેમની ભાષાની મૂક આપ લે કરી રહ્યા.

"અરે બધાં લોકો જુએ છે." કુસુમ તેની બાથમાંથી છૂટવાનો પ્રયત્ન ન કરતાં બોલી. ઊલટા તેના હાથ રાજેનબાબુના શરીરને વીંટળાઇ રહ્યા. તેના ગરમ હોઠો રાજેનબાબુના હોઠ પર દબાણ કરી રહ્યા.

અને એ પ્રેમ નાટકનાં બન્ને પાત્રો નર્મદાતટની રંગભૂમિ પર પોતાની જીંદગીનો પહેલીજવારનો પ્રણય પ્રસંગ જ્યારે ભજવતાં હતાં ત્યારે ચાણોદ–કરનાળીના કેટલાયે નહાતા યાત્રાળુઓ, કપડાં ધોતી સ્ત્રીઓ અને માછીઓ બધાં સ્તબ્ધ બની જોઇ રહ્યાં.

* * * *

# ૨૦

થોડીવાર બાદ ગામમાં ગયેલા માઝીઓ દૂધ લઈને આવ્યા અને ચા બનાવવાની ધમાલમાં પડયા.

રાજેનબાબુ તથા કુસુમ બીજી વાતોમાં ઊતરી પડયાં હતાં. તેમની ચર્ચાનો વિષય 'સંસ્કાર' માટેનો લેખ હતો.

"આપણે આપણી ટૂર ઉપરથી કશું લખાણ તો 'સંસ્કાર' માટે મેળવવુંજ જોઇએ."

"હા. તમે એક બે લેખો લખી નાખજો."

"કેમ જાણે લેખો લખવા તે સાવ સાદી વાત હોય!" રાજેનબાબુ હસતાં બોલ્યા.

"તમારે માટે તો સાદીજ વાત છે!"

રાજેનબાબુને એ સ્તુતિ ગમી. "હું એવા લેખો લખવા માગું છું કે જેમાં તમારો પણ સાથ હોય."

"પણ હું લખી શકું ખરી?"

"જરૂર. કેમ નહિ?"

કુસુમ એક પ્રખ્યાત લેખિકા થવાનાં સ્વપ્નાં સેવી રહી. તે

હસી રહી, "એ તો મહેનત કરૂં ત્યારે થવાશે. અત્યારે તો તમેજ લખી નાખજો."

"એ તો ઠીક, પરંતુ મથાળું શું આપશું?"

"શું? મને તમારાજ શબ્દો યાદ આવે છે."

"કયા?"

"જ્યાં સૌંદર્યમાંયે ભીષણતા ડોકિયાં કરે છે."

રાજેનબાબુ મનમાંજ ખુશ થયા. "એ ખરેખર સુંદર મથાળું થઇ શકે. અને નીચે ઉમેરાય, "અને જ્યાં કુદરત છૂટે હાથે વેરે છે. બરાબર લાગે ખરૂં?"

કુસુમે શાંત ગૃહિણી માફક સંમતિમાં મસ્તક હલાવ્યું.

"અને કુસુમ, આપણે જેમ જેમ આગળ જઈશું તેમ તેમ કાંઠા પર લગભગ દર માઇલે એક બે નાની દહેરીઓ આવ્યાજ કરશે. જાણે કે આપણા પૂર્વજોએ આખાયે કાંઠાને પવિત્ર દહેરીઓથી શણગાર્યો ન હોય!"

કુસુમ એના શબ્દોજ સાંભળી રહી.

"અને કુસુમ, તમે કલ્પી શકો છો? આ એજ કિનારો છે જ્યાં સદીઓની સદીઓના આર્ય સંસ્કારો પોષાયા છે; જેના એકેએક પથરામાં આપણા પ્રાચીન પૂર્વજોના ઇતિહાસોની ગાથાઓ ભરી છે; જેનાં નીરે ગુજરાતને સંસ્કાર અને સમૃદ્ધિ હજારો વર્ષો થયાં પૂરી પાડી છે."

કુસુમને રાજેનબાબુનું આ ચિંતન અટકાવવું ઠીક ન લાગ્યું. તેને રાજેનબાબુની આ વાતો રસદાયક નહોતી લાગતી છતાં તેને એ એવી રીતથી જાણે દુરના ભૂતકાળને ઉખેળીને જોતા જોતા બોલતા હોય એવી તેની મુદ્રા ગમતી. તેને એ સ્વપ્નદ્રષ્ટા આંખો ગમતી.

"અને આ કિનારા પરનાં ગામો અત્યારે એ જૂની, પુરાણી

સંસ્કૃતિને ભૂલી ગયાં છે. જે આર્યત્વ અને જ્વલંત ગાથાઓ એ જીર્ણ તૂટયાં ફૂટયાં મંદિરોમાં કોતરાયેલી છે તે આર્યત્વ અત્યારે ભૂતકાળની વાત બની ગયું છે. અત્યારે આપણે તે શ્રમ વેઠી મંદિર બાંધનારાઓની તમન્નાને સમજી શકતાં નથી. આજે એ બધું મૂર્ખતા જેવું પણ કદાચ ભાસે. પરંતુ એજ શિલ્પ, એજ સુંદર વળાંક અને અંગ સૌષ્ઠવવાળી પ્રતિમાઓ ગ્રીસ અને રોમનાં શિલ્પોને તોલે ઊભી શકે તેવી છે. પરંતુ એ પ્રતિમાઓને સમજે અને સાચવે એ તેજ આપણા પ્રજાજીવનમાંથી લુપ્ત થઈ ગયું છે અને અત્યારે આ યુગયુગની સંસ્કૃતિની ચડતી પડતી જોનાર આ નદીને ગુજરાતીઓ ખેતરો, ઢોર અને માણસ માટે પાણીનાં સાધન સિવાય બીજી કશી દ્રષ્ટિથી જોઈ શકતાં નથી.

આ કિનારાએ સેંકડો લડાઇઓ જોઇ હશે; સેંકડો લશ્કરોને આ કિનારો બચાવનું સાધન બનેલ હશે; આજ કિનારા પરથી કિંમતીમાં કિંમતી માલ ભરેલાં વહાણો દેશપરદેશની દોલત ગુજરાતમાં ઠાલવતા; આજ કિનારા પરના ફળદ્રુપ પ્રદેશ માટે રાજાઓ માનવ-સંહારની દરકાર કર્યા વિના લશ્કરો ઉપર લશ્કરો મોકલતા. હાર, જીત અને મૃત્યુ—આ કિનારાએ કેટકેટલાંયે જોઇ નાખ્યાં છે.

અને દરેક વિજેતા મંદિર બાંધે કે કીર્તિસ્તંભ રચે; દરેક મહાન ધર્મગુરુ નર્મદાતટને વિસરે નહિ.

આમ છેક પ્રાચીન કાળથી આજ પર્યંતના બંધાયેલાં જુદાં જુદાં દહેરાંઓ આપણી સંસ્કૃતિના જીવંત ઇતિહાસ છે. કુસુમ ! આ નર્મદાના એકેએક પથરામાં આપણી મૃતપ્રાય: થતી આર્ય સંસ્કૃતિનું કરુણમાં કરુણ સંગીત ભરેલ છે !"

તે સ્થિરતાથી દેવળોના જથ્થા તરફ જોઈ રહ્યા હતા. તેમની આંખો જાણે કે એ દેવળોની દિવાલની આરપાર પેસી અંદરના આત્માને જોઇ શકતી હતી. તેમના ચહેરા પર અપૂર્વ ગમગીની

જ્વાઇ ગઇ હતી.

તે એમને એમ કેટલોક વખત બેસી રહ્યા.

*  *  *  *

ચા પીધા બાદ બન્ને સામેનું ઊંચાણ ચડી મંદિરો જોવા ગયાં. શંકરનાં મંદિરોમાં તેઓ ગયાં. પાસેજ નવું ગીતા મંદિર હતું તે જોયું. તેમાં ગીતાની કલ્પેલી પ્રતિમા નિહાળી. અને એ બધું બતાવતાં રાજેનબાબુ તેની આગળ એવાં એવાં તો જૂનાં સંસ્મરણો, મંદિરોના જૂના ઇતિહાસો કહી રહ્યા કે કુસુમને એ એક કલાક ક્યાં ગયો તે ખબરજ ન પડી.

*  *  *  *

# ૨૧

રોહિતે 'સંસ્કૃતિ'નું તંત્ર હાથમાં લીધું ત્યારબાદ સંસ્કૃતિમાં ઘણા ફેરફારો થઇ ગયા હતા. શોભનકાકાને એ બધું ન ગમતું છતાંએ પ્રેરણાના આગ્રહથી વચ્ચે ન પડતા. તે માનતા હતા કે જ્યારે રોહિત જશે અને અશોક આવશે ત્યારે 'સંસ્કૃતિ' પાછું ખરેખર 'સંસ્કૃતિ' એકક્ષણમાં બની જશે. અને છતાં વખતો વખત પ્રેરણાને તે ફેરફારો બતાવ્યે જતા હતા.

તે દિવસે પણ શોભનકાકાની ઓફિસમાં એજ ચર્ચા ચાલતી હતી. પ્રેરણા ગંભીર ચહેરે ઓફિસમાં આમથી તેમ ફરતી હતી અને શોભનકાકા છીંકણીની ડબ્બી હાથમાં રાખીને સમજાવતા હતા.

"જો ગાંડીબેન, અશોક જેવા શકિતમાન તંત્રીને કાઢતાં આપણું 'સંસ્કૃતિ' કેટલું હલકું પડી ગયું છે."

પ્રેરણાનો હસમુખો ખુલ્લો અવાજ તો કયારનોયે અદ્રશ્ય થઇ ગયો હતો. તેની જગાએ ગંભીર વિચારશીલતાભર્યા અવાજે તે બોલી, "શોભનકાકા, હું શું કરૂં ? મને કશું સમજાતું નથી. 'સંસ્કૃતિ' નું થવું હોય તે થાય મને તેમાં રસ રહ્યો નથી."

દર વખતે પ્રેરણા આવો જવાબ આપતી અને શોભનકાકાથી પ્રેરણાનું દર્દભર્યું મોં જોયું જતું ન હતું. "પણ બેન, આમ સહન

કરવા કરતાં રોહિતને કાઢી મૂકવોજ સારો. તું આમ બીજાઓને ખાતર દુબળી પડતી જાય તે હું કેમ સહન કરૂં ?"

"શોભનકાકા, જવાદો એ વાત. બધું એની મેળે સીધું થઇ જશે. ઇશ્વર તો છે ને!" તે દર્દભર્યા અવાજે બોલી.

"મારી બેન, જીવનની ગંભીરતા હવે તું સમજતી જતી હો તેમ જણાય છે." તે ગંભીરતાથી માથું ધ્રુજાવતાં બોલ્યા.

એજ વખતે ટેલીફોનની ઘંટડી વાગી અને શોભનકાકાએ રીસીવર હાથમાં લીધું.

"હલ્લો, હલ્લો ! શું ?......શું......કેસ ?......શા માટે ...... રાજેનબાબુ સિવાય કોઇ બચાવ નહિ કરી શકે એમ ?......વારૂ. ......હું તપાસ કરી જણાવું છું."

શોભનકાકાનો કરચલીઓવાળો ચહેરો એકદમ ગંભીર થઇ ગયો હતો.

"શું કંઈ નવીન છે, શોભનકાકા ?" પ્રેરણાના અવાજમાં ચિંતા હતા.

"હાસ્તો. એક તો એ સમાચાર છે કે સરકારે આપણા પત્ર પાસેથી પાંચ હજારની જામીનગીરી માગી છે."

પ્રેરણાના હૃદય પરનો બોજો ખસ્યો, "બસ એટલુંજ છે ને !"

"ના. થોડું વધારે પણ છે. આપણો સોલીસીટર કહે છે કે ઇન્ડસ્ટ્રિયલ કંપનીના મેનેજર વિષે ખરાબ લખવા બદલ તેણે આપણા પત્ર ઉપર બદનક્ષીનો કેસ માંડેલ છે અને રૂપિયા વીસ હજારની માગણી કરે છે." તેમના અવાજમાં અસામાન્ય ગંભીરતા હતી.

"તો, કેસમાં કોણ જીતે તેમ લાગે છે ?"

"સોલીસીટર તો કહે છે કે આપણું લખાણ એવું ખુલ્લેખુલ્લું બદનક્ષીકારક છે કે તેમાં આપણો બચાવ મુશ્કેલ છે."

"પણ જો તે સાચું હોય તો ગમે તેમ કરીને બચાવ કરી

શકાશે."

"પરંતુ વાત એમ છે કે એમાનું અડધો અડધ ખોટું છે; એજ મોકાણ છે ને ! આ તારી નવી પ્રણાલિકામાં કોઇના વિષે મીઠું મરચું ભભરાવેલ ખોટાં લખાણ પણ લખી શકાય છે ને !" શોભનકાકાનો અણગમો ખુલ્લો દેખાઈ આવતો હતો.

પ્રેરણા ખુરશીમાં બેસી ગઇ. તેનું માથું ભમતું હોય તેમ તેને લાગ્યું. એક અશોકને કાઢતાં કેટકેટલી ચિંતાઓ તેને માથે આવી પડી હતી ! અશોક હતો તો એ એટલું તો ખાસ ધ્યાન રાખતો કે પોતાના તંત્રીપદમાં 'સંસ્કૃતિ' ક્યાંય પણ મુશીબતમાં ન આવી પડવું જોઇએ. રોહિતે પ્રણાલિકા બદલાવી અને 'સંસ્કૃતિ'ની આબરૂ તો ઘટી ગઈ હતી. વેચાણ પણ ધીમે ધીમે ઘટતું જતું હતું. સરકારે જામીનગીરી માગી એ પણ આબરૂને ધક્કો પહોંચાડનારૂં હતું તથા ઉપરાંતમાં આ વીસ હજાર રૂપિયા કાઢવા ક્યાંથી ? રમેશભાઇને આ વાતની ખબર પડે તો એ કેટલા ગુસ્સે થાય ?

"તો સોલીસીટર સલાહ શું આપે છે ?" તે છેવટે બોલી. શોભનકાકા ચિંતામાં છીંકણી પણ ભૂલી ગયા. તે બોલ્યા, "એ તો કહે છે કે સમાધાન કરી લેવામાંજ ફાયદો છે. અને એ પણ કહે છે કે એ મેનેજરને રાજેનબાબુ જોડે બહુજ સારી મૈત્રી છે માટે જો તમે રાજેનબાબુ મારફત પ્રયાસ કરાવો તો એક પાઇના ખર્ચ વિના બધું પતી જાય."

"પરંતુ રાજેનબાબુ આપણે ખાતર વચ્ચે પડે ખરા ? પહેલાં તો એમ કરો. સીધે સીધાં સમાધાન માટે તમે ટેલીફોનથી પૂછાવી જુઓ. કેમકે નાહક રાજેનબાબુ જેવા માણસને તસ્દી આપવી તે યોગ્ય ન ગણાય."

"પણ બેન, સીધે સીધાં સમાધાનમાં પણ આઠથી દશ હજાર રૂપિયા તો ચૂકવવાજ પડશે અને રાજેનબાબુ એક શબ્દ કહેશે તો એક પાઇના ખર્ચ વિના બધું પતી જશે. વળી આગળથી સમા-

ધાનની સીધી માગણી કર્યા પછી, રાજેનબાબુ મારફત ફરીથી કહેવરાવવું તે ખરાબ દેખાય."

પ્રેરણા ફરી વિચારમાં પડી ગઈ. તેનું મગજ કામ કરતું અટકી ગયું હતું. તેને કશું સૂઝતું ન હતું. રાજેનબાબુ વિષેના લખાણ માટે તો તે આટલી મુશ્કેલીઓમાં ઊતરી હતી. અને તે પણ તે પોતે જાણતી હતી કે પોતે ખોટું કરતી હતી છતાં પણ તે સાહસ કરવા બેઠી હતી. અને અત્યારે? હવે તેણેજ પોતે રાજેનબાબુ પાસે વિનંતી કરવા જવું કે તે પોતાને ખાતર વચ્ચે પડે અને તેને એવી બાબતમાં વિનંતી કરવી કે જેમાં રોહિતે ખરેખરો ઝઘડો વાળ્યો હતો.

તે વિચારતાં બોલી, "પણ રાજેનબાબુ આટઆટલા બનાવો બાદ વચ્ચે પડશે?"

શોભનકાકા આશ્ચર્યથી તેના સામે જોઇ રહ્યા. તે બોલ્યા, "બેન, તું રાજેનબાબુને ઓળખતીજ નથી. તે જરૂર આપણને મદદ કરશે. કિન્નો રાખે તેવા એ માણસ નથી. અને તે છતાં આપણે કુસુમબેન મારફતજ રાજેનબાબુ પર દબાણ લાવશું પછી નાનો તો સવાલજ ન રહે."

ફરી પ્રેરણા ઊભી થઈને ફરવા લાગી. તે માનિનીને હવે પોતાને અપમાનના ઘૂંટડા ગળવાનો વખત આવ્યો હતો. તેનું અભિમાન તેને એ લાચારીને ઠોકરે મારવા પ્રેરતું હતું. અને તેનું ચાલે તો તે કુસુમની લાચારી કરવા નજ જાય. પરંતુ આઠ દશ હજાર રૂપિયાની વાત રમેશભાઈ પાસે જાય તે તો એથીયે વધુ અપમાનજનક હતું. અને ભાભી મહેણું માર્યા વિના રહે પણ ખરાં!

"તો શું કરશું?" તે છેવટે લાચારીથી ખુરશીમાં બેસતાં બોલી.

"એમ કર. રાજેનબાબુ તથા કુસુમબેન બન્ને તેમની ટૂરમાંથી તો આવી ગયાં છે. માટે તારી મરજી હોય તો કાલેજ મળવા

પ્રેરણા વિચારમાં પોતાનાં ચંપલ જાજમ પર ટપટપ કરી રહી.
"ભલે તેમ કરશું." તે ઊઠી.
અને એન, જો તને વાંધો ન હોય તો આજ કામમાં રોહિતને ભવિષ્યમાં ખ્યાલ રાખવાની સલાહ પણ આપીએ જેથી ભવિષ્યમાં આવી મુશ્કેલીઓ ન ઊભી થાય."
પ્રેરણા વિચારી રહી. "ભલે." તે છેવટે બોલી અને ચાલી ગઈ.

*  *  *  *

તેજ દિવસના સંસ્કૃતિના વધારામાં એ બન્ને સમાચારો છાપવાની તક રોહિતે જતી કરી ન હતી. પ્રેરણા કે શોભનકાકાએ તેને હજુ કશી શિખામણ આપી ન હતી અને તેથી જ્યારે તેઓ બન્નેએ વધારામાં એ સમાચારો વાંચ્યા, અને એ સમાચારો કેવી ખરાબ અને કડવી ભાષામાં મૂક્યા હતા તે વાંચ્યુ ત્યારે તેમના ગુસ્સાની હદ ન રહી.
રોહિતે પ્રેરણા તથા પોતાનો—એમ બે ફોટા બરાબર વચ્ચે પડખો પડખ છાપેલા. અને ઉપર મથાળુ આપેલું: "'સંસ્કૃતિ' પર આવી પડતી વિટંબણાઓનો સામનો અમો જીવનભર સાથે રહીને કરીશું."
શોભનકાકાના ગુસ્સાની તો હદજ ન રહી. "રામચરણ!" તે ગુસ્સામાં બરાડયા.
"જી!"
"જી, જી. શું કરછ? જા, પ્રેરણાને મોકલ!"
બે ડીવારે ફીક્કી પડી ગયેલી પ્રેરણા અંદર આવી. શોભનકાકાને તેના મોં સામું જોવાની ફુરસદજ ન હતી. તે બોલ્યા, "એન આ વાક્યનો અર્થ શું થાય તે ખબર છે?" તે ફોટાઓ પરનું મથાળું બતાવતાં બોલ્યા.
પ્રેરણા મથાળું વાંચતાં વિચારમાં પડી ગઇ. મથાળાનો અર્થ જુદો લઇ શકાય ખરો. બન્ને વચ્ચે કંઇ બીજો સંબંધ ઉપસ્થિત

થયો હોય તેવું પણ અનુમાન લોકો કાઢે ખરા. અને પાછા ફોટાઓ સાથોસાથ છાપેલા.

"હું સમજી શકતી નથી!" તે માથું બન્ને હાથ વચ્ચે દાબીને બેસી ગઈ.

પરંતુ શોભનકાકાનો ગુસ્સો શમ્યો ન હતો. "પેલો બિચારો અશોક એક સમાચાર છાપવાની ના પાડે તો તું ને રોહિત તપી ગયાં! અને આ સમાચાર બહુ સારા છાપ્યા છે ખરૂં ને? આખું ગામ તારા અને રોહિત વચ્ચે કંઇ સંબંધ છે તેવી વાતો કરે એ બધું સારૂં લાગશે ખરૂંને? તેં આ સમાચાર છપાવાજ કેમ દીધા?'

"પરંતુ મને ખબરજ ન હતી કે આવું કશું છપાયું છે." તે મોં ઊંચું કર્યા વિનાજ બોલી.

"અને ખબર છે રમેશભાઇને કેવું નીચું જોવા જેવું થશે તે?"

"પણ હું શું કરૂં? મને ક્યાં ખબર હતી?" કહી તે ડૂસકે ડૂસકે રડી પડી.

શોભનકાકાનું હૃદય દ્રવી ગયું. તે પ્રેરણાને માથે હાથ ફેરવતા માયાળુ સ્વરે બોલ્યા, "મારી ગાંડીબેનને ખોટું લાગ્યું? બેન, એમાં તારો વાંક નથી. હું રોહિતને કાલને કાલ તંત્રી પદ ઉઠાડી દઇશ.

"ના, ના. શોભનકાકા!" પ્રેરણા રડતી આંખે બોલી, "નાહક શા માટે ખોટું લગાડવું? પરંતુ હવેથી કંઈપણ લખાણ તમારી સહી વિના પ્રેસમાં ન જાય તેવી ગોઠવણ કરજો."

ફરીથી તે ઊંડી લાગણીના ઉભરાથી હલી ગઇ અને રડવા લાગી. તેના સુંદર વળાંક વાળા ખભા ડ્રુસકાં સાથે ઊંચા નીચા થઈ રહ્યા.

"બેન, તારી મરજી. પણ અશોકને હવે વહેલામાં વહેલી તકે આપણે પાછા આવવા વિનંતી કરીએ."

પ્રેરણાની આંખોમાં આશાની ચમકી આવીને લુપ્ત થઈ ગઈ. "એ આવે ખરા ?" તેણે પૂછ્યું.

"રાજેનબાબુનાં નવાં છાપાં તે દિલ્હીથી કાઢે છે તેથી આવે તેવો સંભવ તો નથીજ." શોભનકાકા પણ માથું હલાવતાં બોલ્યા.

પ્રેરણા નીચું માથું રાખીને વિચારીજ રહી. અશોક આવે ? પણ એવાં અપમાન બાદ એ આવે તે અશક્ય હતું. રોહિતે તે દિવસે શું તેના પર ઓછા કટાક્ષ કર્યાં હતાં ? અને તેને અત્યારે તો ત્રણ ત્રણ સારાં છાપાંનું તંત્રીપદ મળ્યું હતું. એ એવા સારા પગારની નોકરી છોડી આવે શાનો ?

"મને પણ લાગે છે કે અશોક હવે કદાચ નહીંજ આવે." તેના સ્વરમાં નિરાશા હતી.

ફરીથી તેણે આંખ લૂછી. તેનું નાક તથા આંખો લાલ લાલ થઇ ગયાં હતાં.

પાંચેક મિનિટો પસાર થઇ ગઇ. શોભનકાકા તથા પ્રેરણા બન્ને વિચારમાં ડુબી ગયાં હતાં.

અચાનક પ્રેરણા ઊભી થઇ.

"હું જઇશ." કહી તે ઝપાટાબંધ ચાલી ગઇ.

* * * *

પ્રેરણા સીધી પોતાની ઓફીસમાં ગઇ. તેણે જોયું કે રોહિત તો ચાલ્યો ગયો હતો. તેથી તેણે પોતાનો બધો ગુસ્સો રોહિતના ફોટા પર કાઢ્યો. તેણે ફ્રેમમાંથી તે ફોટો કાઢી ચૂરેચૂરા કરી બહાર ફેંકી દીધો.

"લપ ગઇ." તે નીચે પડતા કકડા તરફ જોતાં બોલી.

તે પાછી ઓફિસમાં આમથી તેમ ફરવા લાગી. તેણે રોહિતના ટેબલ પર પડેલો પોતાનો ફોટો લઈ લીધો અને ઘડીભર તે ફોટા સામે જોઈ રહી.

તેનું મગજ ધમધમી રહ્યું હતુ. તેને એ સાથેજ ખ્યાલ આવ્યો

કે એ ફોટો ખાસ કરીને અશોકને માટે મૂકવામાં આવ્યો હતો. તે ઘડીભર ફ્રેમને બદલે ફોટા પર પ્રશ્નસાયુક્ત આંખો ઠારી રહેલા અશોકને જોઈ રહી.

તેણે લાંબા નિસાસા સાથે તે ફોટો પોતાના ટેબલ પર મુકી દીધો.

ફરી તે આમથી તેમ ફરતાં રોહિતના ટેબલ તરફ જોઇ રહી. તે ટેબલ પાસે ગઈ અને અશોક જ્યારે હતો ત્યારે જે ખુંટી પર હેટ ટીંગાડતો તે ખુંટીને જોઇ રહી. તેણે પોતાનો નાનો રૂમાલ કાઢી તે ખુંટી પરની ધૂળ ઝાપટી કાઢી.

એ ચમકી ગઇ. ભલા, એ ખુંટી સાફ કરવાથી ફાયદો શો?

ફરી તેની આંખ આગળ અશોકને જ્યારે છૂટો કર્યો તે દ્રશ્ય રમી રહ્યું. એનો એ શાંત અશોક અપમાનના ઘૂંટડા ગળવા છતાં શાંતિથી તેનો આભાર માનતો જણાયો. તેને પોતાની જાત પર તિરસ્કાર છૂટયો. આવા ઉમદા માણસને આમ દુભાવાય? અશોક જેવા માણસને એમ "હવે તમે જાવ", "રાજીનામું આપ્યું તેજ તમારે માટે યોગ્ય હતું." "આ પ્રેસની માલિક હું છું તમે નહિ." વગેરે શબ્દો માણસની ભાષા જેટલી કડવાશ લાવી શકે તેટલી કડવાશ ભરીને કહ્યા હતા. એ શું યોગ્ય હતું? એમાં શું પ્રેરણાએ ગંભીર ભૂલ નહોતી કરી?

પ્રેરણા પાસેના સોફામાં ડુબી ગઇ. તેનું મગજ અસહ્ય શ્રમનો થાક અનુભવતું હતું.

તેનાથી સહન ન થઇ શક્યું. તે ઊભી થઇ અને બહાર ચાલી ગઇ.

* * * *

# ૨૨

પ્રેરણા જ્યારે ઘરે પહોંચી ત્યારે તેનો વિચાર રમેશભાઇને મળવાનો નજ હતો, કેમકે તેને ખાત્રી હતી કે તેને ઠપકો મળશે તે સીધી પોતાના ઓરડામાંજ ચાલી ગઈ. અને થાકને લીધે જરૂ સોફામાં બેસી ગઇ.

સામે ટેબલ પર યાદગાર બીન પડયું હતું. પ્રેરણાને અશોક સાથે એ ઓરડામાં ગાળેલો એક કલાક યાદ આવ્યો. અને ઊંડી નિરાશામાં તે ડૂબી ગઇ. તે જાગી હતી, પરંતુ જરા બહુજ મોડી.

તે બીન પાસે ગઇ. પ્રેમથી તે બીન તરફ જોયું અને ધીમી આંગળીથી એક સૂર વગાડયો.

મધુરતમ સરોદ વાતાવરણને ભરી રહ્યો. તે બીન પાસે વિચારમગ્ન દશામાં ઊભી રહી. તેને પોતાનું વહાલું ગાયન જીભ પર આવી રહ્યું.

"બીન કે તાર બજાઓ પિયારે..."

તે ઘડીભર મૌન રહી. બીનનો ઝણઝણાટ ધીમે ધીમે વિલીન થઇ ગયો.

તેણે અહીં પણ ટેબલ પર પડેલા રોહિતના ફોટાને જોયો.

તેણે તે ફોટો ઉપાડયો અને ફાડી નાખ્યો. શા માટે તેણે રોહિતના ફોટા રાખવા માંડયા હતા? અશોક જોયા હશે તો શું લાગશે? અને આમ રોહિત તરફ પક્ષપાત તેણે શા માટે બતાવ્યો હતો?

તે આત્મ નિરીક્ષણમાં ઉતરી પડી. તેને લાગ્યું કે રોહિતની પ્રથમ ઝમક તેને આકર્ષી શકી હતી. તે પોતાની ભૂલો ચોખ્ખા રીતે જોઈ શકી. ઉપરછલી ઝમકથી ટાપટીપથી આકર્ષવામાં પોતે જે ભૂલ કરી હતી તેનાં પરિણામ તે હવે ભોગવતી હતી.

"પણ તો રોહિતનેજ પોતાનો કરવામાં શું વાંધો છે?" તેના મગજમાં પ્રશ્ન ઉઠયો.

પરંતુ પ્રેરણા મૂર્ખ ન હતી. તે સત્તર અઢાર વર્ષની ઉગતી છોકરી હત તો તેમાં કશો વાંધો ન જોત. તો તો તે એકજ જાતીય આકર્ષણથી ખેંચાઇ સારા નરસાનો વિચાર કર્યા વિના રોહિતને પરણી શકત અને પાછળથી જીંદગી ભર પેટ ભરીને પસ્તાત. પરંતુ પ્રેરણા બાળક ન હતી. તે જોઇ શકી કે જે માણસ 'સંસ્કૃતિ'માં આવા ભયંકર છબરડા વાળતો હતો, જે માણસ એવાં લખાણો લખતો કે જેથી પાછળથી બહેનશ્રીના પૈસા ચૂકવવા પડે તે માણસને પ્રેરણા પતિ તરીકે કલ્પીજ ન શકે. પ્રેરણાનો પતિ આવો મૂર્ખ ન હોય! પતિ શોધનાં તો કુસુમને આવડયો!

પ્રેરણા ઘડીભર લગ્નજીવનની સમસ્યામાં ઉતરી પડી. લગ્નમાં જાતીય આકર્ષણ તો હોવુંજ જોઇએ. એ તો લગ્નજીવનનું પ્રથમ પગથિયું. જ્યાં તે પગથિયું મુખ્ય નથી. લગ્નજીવનના સુખને માટે આંતરિક સૌંદર્યની જરૂરત હોય છે. લગ્નજીવનમાં ઝીણી ઝીણી વાતોમાં તકરારો થવા સંભવ રહે; ડગલે ને પગલે સહનશીલતા અને ક્ષમાની જરૂરત પડે અને જો તેમાં કોઇ વ્યક્તિ પૂરતી સહનશીલ કે ક્ષમાશીલ ન હોય તો! બન્ને ગમે તેટલાં સુંદર હોય તોયે તેમનો સંસાર વેરાન થઇ જાય છે. માટે સમજ-

શક્તિ અને આંતરિક સૌંદર્ય તો જોઇએજ પ્રેરણા એ પહેલો પાઠ આજના અનાવ પરથી શીખી.

અને લગ્ન માગે છે સ્થિર વફાદારી. તેણેજ જોયું કે તેના રોહિત તરફના સહેજ આકર્ષણમાં તેણે અશોકને ગુમાવ્યો પણ શું તેમાં અશોકની ભૂલ ન હતી.? શા માટે પ્રેરણા બીજા પુરૂષો સાથે છૂટછાટ લે તેમાં અશોકે ઇર્ષા કરવી જોઇએ.

પરંતુ પ્રેરણા જોઇ શકી કે તેમાં અશોકની ભૂલ ન હતી. એ અશોક કોઈ બીજી સ્ત્રી સાથે એટલી છૂટછાટ લે તો પ્રેરણા સહન કરશે? તેને એ પણ યાદ આવ્યું કે તકરારને દિવસે ફક્ત અશોકે કુસુમબેનનો પક્ષ ખેંચ્યો તેમાં તે ચીડાઇ ગઇ હતી. તો અશોક કોઇ બીજી સ્ત્રીનો ફોટો પોતાના ટેબલ પર રાખે તો પ્રેરણા તે ફાડીજ નાખે એમ તો તે પોતે સમજી શકી.

પ્રેરણા રોહિતને ઉત્તેજન આપવામાં જે પળભર આકર્ષાઈ હતી તે ભૂલ તે સમજી શકી, તે માટે તે ખરેખર દિલગીર પણ હતી. છતાં એ ભૂલ સુધારવી કેમ? કોની અશોક પર એવી સજ્જડ લાગવગ હતી કે જે તેના મનને ફેરવી શકે.

અને પ્રેરણાના મગજમાં બેજ નામ આવી શક્યાં: રાજેનભાણુ અને કુસુમ.

તેણે નક્કી કર્યું કે તેમને મળવુંજ. જ્યારે પ્રશ્ન આટલો ગંભીર બને ત્યારે અભિમાન કે કશું પ્રેરણા વચ્ચે ન લાવી શકે.

એજ વખતે રમેશ ઓરડામાં આવ્યો. "મોટાભાઇ!" તે સામે ગઇ.

પરંતુ રમેશનો ચહેરો ગંભીર હતો. તેના મોં પર ગાંભીર્ય અને વિષાદનું મીશ્રણ હતું.

તે બોલ્યો, "પ્રેરણા!"

બાકીનું તેને બોલવું ન પડયું. તેના મોંનું ગાંભીર્ય અને શોકજ તે કહી આપતાં હતાં.

"મોટાભાઇ!" પ્રેરણા રડમસ અવાજે બોલી અને સોફામાં બેસી જઇને રડવા લાગી.

એ બે ભાઇ બેન વચ્ચે અગાધ પ્રેમ હતો. રમેશ સોફા પર તેની પાસે બેસી ગયો. અને તેને વાંસે પ્રેમભર્યો હાથ ફેરવતાં બોલ્યો, "પ્રેરણા, એ ફોટા તેં કેમ છાપવા દીધા?"

"મને તો છપાઇને બહાર પડી ગયા ત્યારે ખબર ન હતી." તે રડતાં બોલી.

રમેશ વિચારી રહ્યો, "બેન, તને ખબર છે ને કે રોહિત પરણેલો છે?"

પ્રેરણા ચમકી. રોહિત પરણેલો હતો! અને તે છતાં તે પ્રેરણાને છૂટછાટ લેવામાં ઉત્તેજન આપતો હતો? એની પત્ની તરફ એ કેવી બેવફાઈ! કેટલી નીચતા! છતાં પ્રેરણાએ પોતાના વિચારો મનમાંજ રાખ્યા. અને આંખ લૂંછતાં બોલી, "એ પરણેલા હોય તેનું મારે શું?"

રમેશ તેના મોં સામું ટીકી રહ્યો, "હું એજ જાણવા માગતો હતો, કે તું ભૂલથી નકામી ન ખેંચાય. આપણે ગઇ ગુજરી જવાજ દઇએ."

"બીજો રસ્તોજ ક્યાં છે?"

"અને રોહિતને હવે 'સંસ્કૃતિ'નું તંત્રીપણું કરવાની જરૂર નથી કેમકે તેને લીધે 'સંસ્કૃતિ'નું વેચાણ ઘટ્યું છે અને આ જોખમદારીઓ ભરવી પડે તે વધારામાં!" રમેશ ભવિષ્યની ગોઠવણ બતાવતો હતો.

"તેને ખોટું નહિ લાગે?"

"નારે! એ તો આપણને યોગ્ય તંત્રી ન મળે ત્યાં સુધી કામ કરવાનો હતો ને! હવે યોગ્ય તંત્રી મળી ગયા છે માટે તેની જરૂર નથી."

"કોણ એ છે?" પ્રેરણાને થયું કે કોઇ જાદુથી એ અશોક

તો ન હોય !

"શોભનકાકાજ તો. એમને તંત્રીની જગા આપશું. મુદ્દો રોહિતને છૂટ્ટો કરવાનોજ છે. કોઈ સારો તંત્રી મળ્યે શોભનકાકાને પાછા મૂળ જગા પર મૂકી દેશું. અને એ બાબત મેં શોભનકાકા સાથે ચર્ચી લીધી છે."

"એ બરાબર છે. બાકી તંત્રીપણું હું પણ કરીશ ને!" પ્રેરણા પરાણે હસતાં બોલી.

"તને ફાવે તે કરજેને! પણ પેલા અશોક જો ફરીથી હાથમાં આવે તો હવે જવા ન દેતી." રમેશ પ્રેરણાનો વાંસો થાબડતાં બોલ્યો.

"હવે તો કદી જવા દઉં બરી ?" પ્રેરણા એ વાકયનો જુદોજ અર્થમાં ઉત્તર આપતી હતી.

"ચાલ ત્યારે. હવે મારી બેન પાછી એવીને તેવી હસમુખી અને રમતિયાળ થઈ જાય એટલે પત્યું !" કહી રમેશ ઉઠયો.

* * * *

રમેશના ગયા બાદ પ્રેરણા લાંબો વખત બેઠી રહી. તેને ઘણા વિચારો આવ્યે જતા હતા.

પહેલાં તો રોહિતને તે હવે ધિક્કારવા લાગી. તે તેના તરફ એક ક્ષણ ભર પણ કેવી રીતે આકર્ષાઈ હતી તેજ ન સમજી શકી. તે પરણેલો હતો. તે પ્રેરણાને આમ ફોટા આપવામાં, પ્રેરણાના ફોટા પોતાના ટેબલ પર રાખવામાં એ બધામાં પોતાની પત્ની તરફ બેવફા થતો હતો. જે માણસ આમ એક સ્ત્રીના પ્રત્યે નફરત બતાવી શકે તે માણસ કેટલો નીચ ગણાય ! પ્રેરણા એજ વિચારી રહી. દરેક રૂપાળાં મોં તરફ આકર્ષાનાર પતંગિયાં તો પ્રેરણા આખા અમદાવાદમાં જોતી. પ્રેરણાનું હૃદય માગતું હતું એવો પુરુષ કે જે તેનો પોતાનો થઈને રહે; જેનામાં શક્તિ હોય, પ્રતિભા હોય અને જેની પ્રતિભામાં બીજા અંજાય. તેને એક ક્ષણ રોહિત

પ્રતિભા ન હતી અને માણસાઇ પણ ન હતી.

અને તે સાથેજ પ્રેરણાને અશોકનો વિચાર આવ્યો. અલબત્ત અશોક તો હવે પાછો આવે તે અશક્ય હતું. પરંતુ અશોક કેટલી ઝડપથી આગળ વધતો હતો એ તેના ખ્યાલ બહાર ન હતું. તે ત્રણ ત્રણ મોટાં છાપાંનો તંત્રી હતો. રાજેનબાબુ જેવા માણસ તેનામાં વિશ્વાસ મૂકતા. દરેક છાપાં તેની પ્રશંસા કરતાં. અને એ બધાની પાછળ તે અશોકનો શાંત, સત્તાવાળી નિર્લેપ ચહેરો જોઇ રહી.

તેણે લાંબો નિસાસો મૂકયો. અશોક પાછો તેને મળે એ અશક્ય હતું. છતાં શું તેણે નહોતું કહ્યું કે જો પ્રેરણાને તેની જરૂર હોય તો તે તેને મદદ કરશે ? પ્રેરણાને એ લાંબો નિરાશામાં એકજ આશાનું બિંદુ ઝબુકતું જણાયું. પણ એ તો દિલ્હી હતો. ક્યાંથી મળાય ?

તેણે સામેના કબાટમાં જઈ અશોકની લખેલી ફેલ્લામાં ફેલ્લી નવલકથા કાઢી અને તેના તરફ જોઈ રહી. એ નકલો કેટકેટલાં ઘરોનાં પુસ્તકાલયો શોભાવતી હશે ! એના લેખકનાં વખાણ બધાં છાપાં કરતાં હતાં. અને એજ લેખકને કોડી રોહિત જેવાં પતંગિયાના ક્ષણિક મોહમાં પ્રેરણાએ તેનું અપમાન કરવા જેટલી પણ ધૃષ્ટતા કરી હતી.

પ્રેરણાને તેની ભૂલની ગંભીરતા જરા મોડી સમજાઇ.

પ્રેરણા તે ભૂલ સુધારવા માગતી હતી. પ્રેરણા બનેલા બનાવોને અણબનેલા કરવા માગતી હતી, કેમકે પ્રેરણાની ભૂલ પ્રેરણાનેજ નુકશાન કરતી હતી. તે અપમાન સહન કરનાર અશોક તો કીર્તિની ટોચે પહોંચતો જતો હતો. એ અપમાને તો એને મહાન જગા આપી, શક્તિ આપી, પૈસો આપ્યો અને કીર્તિ આપી. એ અપમાન પણ તેની કીર્તિનો માર્ગ રોધી ન શકયું.

"હું એને મારા કરીશજ." પ્રેરણા દાંત કચકચાવતી બોલી, અને મોં ધોવા માટે બહાર ગઈ.

---

# ૨૩

પ્રેરણા રાજેનબાબુના ઓરડાના ઊંડા સોફામાં બેસીને આસપાસ જોવા લાગી.

"પ્રેરણાબેન, અમો બન્ને ઘણાંજ ખુશ છીએ કે તમે આજે આવ્યાં." રાજેનબાબુ કુસુમ તરફ જોતાં બોલ્યા.

પ્રેરણા ફિક્કું હસી. "પરંતુ હું મારા કામે આવી છું."

રાજેનબાબુ ખુરશીમાં આરામથી બેસતાં બોલ્યા, "કહો. તમારું ગમે તે કામ હોય તે હું કરીજ આપું."

કુસુમ સહેજ હસી.

પ્રેરણા વાત કેવી રીતે શરૂ કરવી તે ગડમથલમાં પડી.

"પ્રેરણાબેન, હું તો તમારા મોટા ઉપકાર તળે દબાયેલ છું. તમારાં એક પણ કામ માટે રાજેનબાબુ કદી ના નહિ પાડે તે ખાત્રી રાખજો." કુસુમે ઉમેર્યું.

પ્રેરણા જરા સ્વસ્થ થઇ. "વાત એમ છે કે તમને ખબર હશેજ કે 'સંસ્કૃતિ' પર બદનક્ષી માટે કેસ થયેલ છે!"

"હા. ઇન્ડસ્ટ્રીયલના મેનેજરે કરેલ તેજ ને?"

"હા. હવે એ લખાણમાં અમારો બચાવ થઇ શકે તેમ નથી

તેથી અમારો વિચાર સમાધાન કરી નાખવાનો છે."

"પ્રેરણાબેન, મારી સલાહ માનશો ?" રાજેનબાબુની ભવ્ય આંખો તેને માપી રહી.

પ્રેરણા મૌન રહી. ફક્ત સંમતિમાં આંખો હલાવી "તો તમે જાણો છો કે આબરૂદાર પત્રોમાં આવાં ગંદાં લખાણ ન છપાય. તમારા 'સંસ્કૃતિ' માટે મને માન છે, અને તેથીજ જ્યારે હું 'સંસ્કૃતિ'ને એક સામાન્ય કચકચિયાંમાં પડતું જોઉં ત્યારે મને જરૂર ખેદ થાય. તમારે એવાં લખાણો શા માટે છાપવા દેવાંજ જોઇએ ?"

"પરંતુ એમાં અમારા તંત્રીનો વાંક હતો. મારી પણ ભૂલ હતી કે મેં તેનો વિરોધ ન કર્યો. પરંતુ એ તંત્રીને તો હવે છૂટા કર્યા છે." પ્રેરણા ઉતાવળમાં બોલતી હતી, "આની જગાએ અશોક હત તો આવું ન બનત !"

"તો રોહિતભાઇની જગાએ કોને રાખ્યા ?" કુસુમ જાણે કે પ્રેરણાનું હૃદય વાંચવા મથતી ન હોય !

"હાલ તો કોઇને નહિ—શોભનકાકાજ ચલાવશે. પરંતુ પાછળથી જો તમે અશોકને પાછા આપો તો......" પ્રેરણાએ વાક્ય અધુરૂં મૂકી દીધું.

"હાં. પણ તમે શું કહેતાં હતાં ?" રાજેનબાબુએ પ્રેરણાને મૂળ વાતની યાદ આપી.

"એ કે તમે વચ્ચે પડીને સમાધાન કરાવી આપો." રાજેનબાબુ વિચારમાં પડી ગયા. "તમે એ લખાણમાં કેવી ભયાનક બદનામી હતી તે વાંચી હતી ?" તે છેવટે બોલ્યા.

કુસુમ ઊભી થઈ અને રાજેનબાબુની ખુરશીના હાથા પાછળ ઊભી ને બોલી, "રાજેનબાબુ !"

રાજેનબાબુએ માથું ઊંચુ કરીને કુસુમ સામે જોયું. કુસુમનો હાથ અજાણ્યે રાજેનબાબુના ખભા પર આવી ગયો, "ગમે તેવું લખાણ હોય ! તમે પ્રેરણાબેનનું કામ કરીજ આપો." અને તેની

આંખોનું ધીર, શાંત, તેજ રાજેનબાબુ ઝીલી રહ્યા.

"ઓલરાઇટ." તે બોલ્યા.

"થેંક્યુ." કુસુમે રાજેનબાબુના વાળ પર પાછળથી હાથ ફેરવતાં કહ્યું.

"પ્રેરણાબેન તમારૂં એ કામ થઇ જશે. બીજું કંઇ?" રાજેનબાબુ છેવટે બોલ્યા.

પ્રેરણા એ સુખી યુગલ એકબીજાને કેટલાં સમજતાં હતાં તે જોઇ રહી.

"બીજું તો કંઇ નહિ." પ્રેરણા અચકાતાં અચકાતાં બોલી. "હું ખરેખર તમારો આભાર નહિ ભુલું."

કુસુમ સમજી શકી કે પ્રેરણાને કશું હજુ કહેવાનું હતું. તે બોલી, "પ્રેરણબેન એમાં આભાર જેવું શું હતું?"

પ્રેરણા મૌન રહી.

કુસુમે રાજેનબાબુ સામે જોયું, "તો તમે જાવ અને અત્યારેજ એ કામ પતાવી આવો. ત્યાંસુધી પ્રેરણાબેન અને હું અહીં વાતો કરીશું. તમારે ઉતાવળ નથીને, પ્રેરણાબેન?"

"ના, ના. મારે જરા પણ ઉતાવળ નથી. ખરૂં કહું તો મારે હજુ તમારી જોડે ઘણી વાતો કરવી છે!" પ્રેરણા આછું હસી.

કુસુમ પણ હસી.

"ત્યારે તમારી વાતોમાં હું વચ્ચે નહિ પડું. હું તમારા લોકો માટે ચા મોકલું છું." કહી રાજેનબાબુ હસતા હસતા ચલ્યા ગયા.

કુસુમ એ છેક બહાર ગયા ત્યાંસુધી પ્રેમાળ નજરે તેમને જોઇ રહી. પ્રેરણાએ જોયું કે બન્ને વચ્ચે કેટલો ઉંડો પ્રેમ હતો.

કુસુમનું આનંદભર્યું મોં પ્રેરણા તરફ ફર્યું "પ્રેરણાબેન, ચાલો. આપણે અંદરના મારા ઓરડામાં બેસીએ."

પ્રેરણા કુસુમનો ઓરડો જોતાં આભી બની ગઇ. તેમાંનું બધું ફરનીચર તદન સાદું લાગતું હતું. તેના ટેબલ પર તેના હાથે ભરેલી

ફ્રેમમાં રાજેનબાબુનો એન્લાર્જ્ડ ફોટો ગોઠવેલો હતો. બાકી તે ટેબલ પરની બીજી બધી ચીજો પહેલી નજરે સામાન્યજ લાગતી.

કુસુમે પ્રેરણાને બેસવા ખુરશી બતાવી અને જ્યારે પ્રેરણા તે ખુરશીમાં બેઠી ત્યારેજ તેને ખબર પડી કે તે સામાન્ય દેખાતી ખુરશીની કિંમત અસામાન્ય હોવી જોઇએ.

"કેટલી સરસ ખુરશી છે! અંદર કંઈ સ્પ્રીંગો છે કે પેડીંગ છે?" પ્રેરણાથી બોલ્યા વિના ન રહેવાયું.

"અંદરનાં સ્પ્રીંગ પેડીંગ રાજેનબાબુએ કલકત્તાના સ્પેશિયાલિસ્ટ પાસે ઓર્ડરથી તૈયાર કરાવ્યાં હતાં."

"એમ?" પ્રેરણાને લાગ્યું કે રાજેનબાબુ કુસુમ માટે કેટકેટલું કરતા હતા અને તેને હૃદયમાં કંઇક અકળામણ થતી લાગી.

એજ વખતે નોકર ચાની ટ્રે મુકી ગયો. કુસુમે ચાની ટ્રે બન્નેની ખુરશી વચ્ચેના ટેબલ પર મુકી. કુસુમે ચાનું પાણી પ્યાલાઓમાં ગળ્યું અને ચમચાથી ખાંડ દરેક પ્યાલામાં નાખી.

"વધારે ખાંડ લેશો?" કુસુમે પ્યાલો પ્રેરણાને આપતાં પૂછ્યું.

"નહિ. બસ થશે." કહી પ્રેરણાએ ચમચા વતી ચા હલાવી.

બન્ને આરામથી ચા પીતાં પીતાં વાતો કરવા લાગી. કુસુમ કંઈ હવે પહેલાંની માફક પ્રેરણાથી દબાઇને કે શરમાઇને વાત કરે તેવી ન હતી. તેથી તે બોલી, "ચાલો, હવે તમે તમારી બધી વાત કહો."

અને તેણે પ્રેરણા સામે મીઠું સ્મિત વેર્યું.

"શી વાત કહું?" પ્રેરણા નિર્દોષતાનો ડોળ કરતાં હસી.

"જે કંઈ તમારા મનમાં હોય તે."

"મારા મનમાં શું હોઈ શકે?"

"ભલા, તેની મને શી ખબર પડે? પણ હા, તમે અમારાં નવાં છાપાં જોયાં? દિલ્હીથી અશોકભાઇના તત્રીપણા હેઠળ બહાર પાડયાં છે!" કહી કુસુમ ઉઠી. પ્રેરણા અશોકે કઇ જા[illegible]નાં નવાં

છાપાં શરૂ કર્યાં હતાં તે જોવા ઉત્સુક બની.

પ્રેરણા કુસુમે સામે મુકેલાં ત્રણ દૈનિકો તરફ પ્રશંસાભરી નજરે જોઈ રહી. તેની શિષ્ટતા, તેની જાહેર ખબરોના ગોઠવણીની નવિનતા અને તેનો માભાદાર દેખાવ એ બધું :અશોકની કલમનો પિછાન કરાવતાં હતાં, અને જાણ્યે અજાણ્યે તેનાથી પોતાનાં 'સંસ્કૃતિ' સાથે સરખામણી થઇ ગઇ તે સમજી શકી કે સારો તંત્રી ગૂમાવવાથી છાપું કયી સ્થિતિમાં આવી પહોંચે છે.

"તો અશોક ત્યાં કયાં રહે છે?" પ્રેરણા બધું જાણવા માગતી હતી.

"એ ત્યાં અમારા પ્રેસ ઉપરનો ફ્લેટ છે તેમાંજ રહે છે"

"ત્યાં તેમનું જમવાનું શું થતું હશે? ત્યાં આપણો ગુજરાતી ખોરાક તો નહિ મળી શકતો હોય." પ્રેરણા સચિંત બોલી.

"ન મળે તોયે બિચારા કરે શું? ચલાવી લ્યે!" કુસુમ હમદર્દીથી બોલી.

"તો તમે અહીંથી કોઇ માણસ મોકલો તો?"

કુસુમ ગાંભીર્યભરી આંખે પ્રેરણા સામે જોઇ રહી. "તમને ખબર છે, પ્રેરણાબેન, કે અશોક એક સ્રીના પ્રેમમાં છે—અરે હતા."

"શું? શું?" પ્રેરણાને પગ હેઠળથી જમીન સરતી જણાઈ.

"હાસ્તો. તે એક સ્રીના એવા તો પ્રેમમાં છે કે તેને તે ભુલીજ શકતા નથી."

"પરંતુ તો તે સ્રીને પરણી કેમ જતા નથી?"

"એ સ્રી કદાચ તેને પ્રેમ નથી કરતી."

"અરે અશોકનો પ્રેમ તિરસ્કારે એવી સ્રી દુનિયામાં હોયજ નહિ." પ્રેરણા જુસ્સાથી બોલી.

"પણ છેજને!"

"તે કોણ છે?"

કુસુમ અસર પાડવા એકક્ષણ પોતાના શબ્દો રોકી રહી.

"તે કોણ છે ?" પ્રેરણાનું દિલ અધીરું થયું.

"તમે પોતે." કુસુમ મશ્કરીનો ડોળ કરતાં બોલી.

પ્રેરણાના હૃદયના ઊંડાણમાં ઠંડો શેરડો પડયો. "પણ એ બને કેમ ?" પ્રેરણા વધુ જાણવા માગતી હતી.

"હું તમને બધી વાત કહું"

ત્યારબાદ ચા પૂરો થાય ત્યાં સુધીમાં કુસુમે અશોકની આખી મનઃસ્થિતિ વર્ણવી આપી. તે પ્રેરણાનો ફોટો છાપામાંથી ફાડીને રાખતો તે પણ કહ્યું અને અશોક પોતે પ્રેરણાને ચાહે છે તે કબુલ કર્યું હતું તે પણ જણાવ્યું.

પ્રેરણા ધબકતે હૈયે બધી વાતો સાંભળી રહી. તેના હૈયામાં એક અપૂર્વ શાંતિ પ્રસરી રહી. તેને લાગ્યું કે અશોક સાવ હાથમાંથી ગયો ન હતો. હજુ પણ જો તે પ્રયાસ કરે તો બધું સુધરી શકે તેમ હતું. તેથી તે બધી વાત ઉભરાતા અંતઃકરણે સાંભળી રહી. આખી વાત પૂર્ણ કર્યા બાદ કુસુમ પ્રેરણાની આંખો શોધી રહી.

"તો આ પ્રમાણે હતું. અશોક ખરેખર તમને ચાહે છે પરંતુ તેને કાઢી મુકયા તેથી તેમને સખત આઘાત થયેલ છે. તેમની સ્થિતિ ખૂબજ કફોડી છે, પરંતુ આપણે એ વાત જવા દઈએ, નાહક તમને ગુસ્સો ચડશે." કુસુમ પોતાના શબ્દોની અસર પ્રેરણા પર શી થાય છે તે માપી રહી.

"મને ગુસ્સો શા માટે ચડે ?" પ્રેરણાથી બોલાઇ ગયું.

"કેમ ?"

"કુસુમબેન, ત્યારે તમને હું પણ એક વાત કહું. તમે કદાચ મારા પર હસશો."

"નહિરે, પ્રેરણાબેન, હું તો તમારી મોટી બેન છું એમ માનો. હું તમારા પર કદી ન હસું." કુસુમના શબ્દો પ્રેરણાના હૃદયને સ્પર્શી શકયા.

"પરંતુ હું શું કહેવા માગું છું તે તો તમે કદાચ કલ્પી શક્યાંજ હશો." પ્રેરણા શરૂઆત કરતી હતી.

"વાત તો અશોક વિષેજ છે ને ?"

"તો બીજા કોના વિષે હોઇ શકે ?"

"ત્યારે તો હું થોડું થોડું કલ્પી શકું છું ખરી", કુસુમ હસતાં બોલી, "કેમકે રાજેનબાબુને હું પણ કેમ ચાહતાં શીખી તે હું ભૂલી ગઇ નથી."

પ્રેરણા હસી પડી, "તમેયે કેવાં છો ?"

"જવાદો એ. તમારી વાત કહોને !"

"ખરેખર મને કહેતાં શરમ આવે છે !" પ્રેરણા પોતાના લાલ થતાં મોંને હાથમાં દાબતાં બોલી, "તમેજ સમજી નથી શકતાં ?"

"તમે પણ ત્યારે અશોકભાઇ માટે લાગણી ધરાવતાં લાગો છો. ખરૂં ને ?"

પ્રેરણાની આંખો કુસુમ સામે હસી રહી.

"લુચ્ચાં છો ?" કહી કુસુમે તેના વાળ પર વાત્સલ્યભર્યો હાથ ફેરવ્યો. કુસુમની નિખાલસતાને લીધે પ્રેરણા જીતાઇ ગઇ. અને તેનું હૃદય ખુલ્યું.

"પણ કુસુમબેન, તમે જાણી તો ગયાં છો કે અશોક વિના મારે ચાલે તેમ નથી. તો મારે કરવું શું ? એ તો દિલ્હી છે !" પ્રેરણા લાડકાઈમાં હોઠ સંકોચતાં બોલી.

કુસુમ તેના વાંસા પર વાત્સલ્યભર્યો હાથ ફેરવી રહી.

"તમે ગભરાઓ છો શા માટે ? દિલ્હી છે તો તેને પાછા અમદાવાદ બોલાવવા તે તો મારા હાથમાં છે ને !"

"પણ એ આવે તોયે શું કરવું તે મને ખબર પડતી નથી. એવાં અપમાન બાદ એ પાછા... .." પ્રેરણા વધુ બોલતાં શરમાઈ ગઇ.

કુસુમે પ્રેરણાની હડપચી પકડી તેનું મોં ઊંચું કર્યું. અને તેની

આંખોમાં તાકતાં તે બોલી, "પ્રેરણાબેન, અશોકભાઇ એવા પુરુષ છે કે જે એક સ્ત્રીને પ્રેમ કર્યા બાદ તેને કદી ન ભૂલી શકે. માટે તેમનો તમારા પરનો પ્રેમ ચિરંતન છે એ જરૂર જાણજો."

"પરંતુ એ આવે તોયે હું તેમને કયું મોં લઇને મળી શકું ?" પ્રેરણાના અવાજમાં નિરાશા હતી.

"તમે તે બાબત બેફિકર રહો. હું મારે માથે તમને બન્નેને પરણાવવાનું લઉં છું. બસ ?"

"પણ તમે અશોકને કેમ સમજાવી શકશો તે હું સમજી શકતી નથી."

કુસુમ ગંભીરતાથી પ્રેરણા સામે જોઈ રહી. "જુઓ, અશોકભાઇને મારા લગ્નમાં આવવા મેં આમંત્રણ મોકલાવેલ છે એટલે તે પંદરેક દિવસમાં તો આવી જશે."

"હં."

"પછી તમને મળવાની તક હું મેળવી આપીશ."

"પણ મારાથી અશોક માનશે ?"

"અરે પ્રેરણા બેન! પછી તેમને તમારા પોતાના કરવાની કળા પણ મારે તમને શીખવવી પડે ?"

"તોયે ?"

"અશોક પુરુષ છે, તમને ચાહે છે. તમે તેને મળશો. પછી તે તમારાથી કેટલો વખત દુર રહી શકશે ? ફક્ત એટલું ધ્યાન રાખજો કે ફરીથી કોઇના ફોટા તમારા ટેબલ પર અશોક ન જુએ."

પ્રેરણા શરમમાં નીચું જોઇ રહી.

"ખોટું લાગ્યું ? હું તો સહજ કહેતી હતી.

"ના. ના. પણ મેં તો બધા ફોટા ફાડીને ફેંકી દીધા છે."

"તો સારું કર્યું. હું મારા જીવનની વાત કહું. તમે મારૂં ટેબલ જુઓ. ત્યાં રાજેનબાબુ સિવાય કોઇની છબી છે ? જેને આપણે ચાહીએ તેના સિવાય બીજા કોઈના તરફ આપણો

વિચાર સરખો જાય તે યોગ્ય નહિ. આપણે લગ્ન કરીએ છીએ એનો અર્થ એકબીજાંનો સંપૂર્ણ માલિકીજ થાય છે. એક બીજાં માટે ત્યાગ કરવો, એક બીજાંની ભૂલોની ક્ષમા કરવી અને એક બીજા માટે પ્રાણ પાથરવા એનું નામ લગ્ન. એ લાગણી ન હોય તો લગ્ન સુખી ન થાય. પણ એ જવા દઇએ. તમે અશોકને જીતવા શું કરશો ?"

"પણ હું શું કરી શકીશ ? તમે સમજો છો ને કે આવાં અપમાન બાદ હું તેમની સાથે વાત કરતાં પણ લજ્જિત થઇશ !"

"તો......"

"તો શું ?"

તો મારે વચ્ચે પડીને એવા પ્રસંગો ઊભા કરવા પડશે કે જેથી તમો બન્ને......" તે કમનીય રાતે હસી.

પ્રેરણા પણ હસી પડી.

"પણ લગ્ન વખતે તો તમે પોતેજ પ્રેમ કરવામાં પડયાં હશો." પ્રેરણા મશ્કરીમાં બોલી.

"અમે તો પ્રેમ કરીએજ છીએ તો !"

"ખરેખર ?"

"હાસ્તો ?"

"હોય નહિ."

"ગભરાશો નહિ, અમો અયોગ્ય છૂટછાટ નથી લેતાં. પરંતુ એ પરણનારી વ્યક્તિઓ વચ્ચે અમુક છૂટો તો લેવાઇ જાય."

"દાખલા તરીકે ?" પ્રેરણાનું કુતૂહલ અમર્યાદિત હતું.

"દાખલા તરીકે ?" કુસુમ વિચારતાં બોલી, "રાજેનબાબુના વાળ કદાચ અસ્તવ્યસ્ત હોય તો મારાથી સરખા કરાઇ જાય છે. અને એવી ઝીણી છૂટો અનિવાર્ય છે."

"પણ ખરેખર મને તો એ છૂટો અશોક સાથે લેતાં શરમ આવે !" પ્રેરણા વિચારતાં બોલી.

કુસુમ હસી પડી. "હું કયાં તમને એ છુટા લેવાનું કહું છું ?"

"તો ?"

"પણ કદાચ અશોકજ શરૂઆત કરે તો ?"

"તો આપણે વાંધો નથી." પ્રેરણા હસી પડી.

કુસુમ પ્રેરણાની ઉત્સુકતા જોઇને ખડખડાટ હસી પડી.

"ત્યારે એમ ચોખ્ખું કેમ નથી કહેતાં ?" તે બોલી.

"ભલા, એ બધી વાતો કહેવાની હોય ?" પ્રેરણા બીજો શો ઉત્તર આપે ?

"તો એમ કરીએ. કદાચ અશોકને મનાવવા જરા અઘરૂં પડશે. લગ્ન વખતે એ આવશે ત્યારબાદ આપણે બીજી નર્મદાની ટૂર ગોઠવશું. અને એ વાતાવરણમાં જો રાજેનબાબુ જેવા પણ છુટ લે તો અશોકભાઇની શી વિસાત ?"

ફરી પ્રેરણા અને કુસુમ બન્ને હસી પડયાં.

"તો, કુસુમબેન, મને ઘણી ચીંતા થાય છે. તમે એ બધું માથે લો છો ને ?"

"ચોક્કસ. તમને બન્નેને હું પરણાવવાનીજ."

પ્રેરણા ઉત્સાહમાં ઊભી થઇ ગઇ. તે કુસુમના બન્ને ખુલ્લા હાથો પર વહાલથી હાથ દાબતાં બોલી, "કુસુમબેન, તમે મને ખૂબ ગમો છો.

કુસુમ એ ઉત્સાહી યુવતીનું વહાલ જોઇ રહી. પછી તે હસતાં બોલી, "અશોકભાઇને પરણ્યા બાદ પણ તમને હું ખૂબ ગમીશ ?"

પ્રેરણા શરમાઈ ગઇ, "પછી પણ તમે મને ગમશો ખરાંજ !"

"પણ ખુબ નહિ ખરૂં ને ?" કુસુમે મશ્કરી કરી.

"ખુબજ." પ્રેરણાના ગાલ પર શરમના શેરડા પડયા.

"અશોકભાઇ જેટલી ?"

"એવું શું પૂછો છો ?" પ્રેરણાનું મોં હસું હસું થતું હતું.

"ખરેખર ! પ્રેરણાબેન, સાચી વાત કહો."

"જો એવું એવું પૂછશો તો હું નાસી જઈશ."

"હાસ્તો, કામ પતી ગયાં પછી શાનાં થોભો ?"

"તો આ બેઠી." પ્રેરણા હસતાં બોલી, "તમે કહો ત્યાં સુધી બેસવા તૈયાર છું."

કુસુમ હસી પડી. "ખરેખર. તમે મને ખુબ વહાલાં લાગો છો."

"ખરેખર ?"

"ખરેખર. અને અશોકભાઇને જ્યારે હું તમારી સાથે પરણાવીશ ત્યારે હું તમારી બન્નેની એન્લાર્જ છબી સોનાની ફ્રેમમાં મઢાવી ભેટ દઈશ."

"તમે ખુબજ ભલાં છો." પ્રેરણા શરમાઈ.

"તમારા અશોક પણ એમજ કહે છે."

"ભલા, 'મારા' અશોક કેમ કહો છો ? હજુ એ મારા ક્યાં થયા છે ?

"એ તમારા થશે એ માટે મારા તરફથી ખાત્રી રાખો."

"પ્રેરણા કુસુમ સામું હસુ હસુ થતાં મોંએ જોઇ રહી. કુસુમે હસીને ગાયું, "મેરે આતે હોંગે ચિત્તચોર !"

"તમે એવું શું બોલો છો ?" કહી પ્રેરણાએ કુસુમના ખોળામાં પોતાનું મોં શરમમાં દાબી દીધું.

---

# ૨૪

પ્રેરણા આજે ખૂબ ઉલ્લાસમાં હતી. ક્યાંય તેના પગજ સ્થિર થતા ન હતા. તેનો આનંદ હદ ઓળંગતો જતો હતો.

અશોક કુસુમના લગ્ન પર આવી પહોંચ્યો હતો. અને કુસુમે પ્રેરણાને ખાસ ચિઠ્ઠી લખી આમંત્રણ આપેલું. તેથી પ્રેરણાનો જીવ આજે હાથમાં રહેતો ન હતો. તે દોડતી પોતાના ઓરડામાં ગઇ અને તેની ચપળ આંગળીઓ બીનના તાર પર ઘડીભર ફરી રહી. તેનો ધેરો પરંતુ મીઠાશભર્યો અવાજ ઘડીભર ઓરડામાં ગાજી રહ્યો. તેણે તેનું વ્હાલું ગાયન ગાવા માંડયું:

"બીનકે તાર બજાઓ પિયારે......"

પ્રેરણાના અવાજમાં માધુર્ય ઝરતું. એ અવાજ સ્ત્રી જેવો મૃદુ નહિ પરંતુ પુરુષ માફક ધેરો અવાજ હતો. પરંતુ તેમાંની મીઠાશ અને ઝણકાર એ અવાજને બીજી કોઇપણ સ્ત્રીના અવાજ કરતાં મૃદુતર બનાવતાં હતાં.

પ્રેરણાએ ઓરડામાં એક ચક્કર લગાવ્યું અને પાછી બીન પાસે જતાં બીજી લીટી ગાવા લાગી:

દિલકી દુનિયા, પ્રેમકી નૈયાં
દોનોં સાથ ચલાઓ,
દિલ સેં દિલ મીલા કર પ્યારે
એક હી બાત બતાઓ !
પિયારે........

આખાયે વાતાવરણમાં માદક ઝણઝણાટ વ્યાપી રહ્યો. આખો ઓરડો પ્રેરણાના ચેતનવંતા ઉત્સાહમાં પ્રફુલ્લિત થતો જણાયો.

ગાયનનો અવાજ શમી ગયો. ધીમે ધીમે બીનના સૂરો પણ શાંત થયા અને પ્રેરણા ખિલખિલાટ હસી પડી.

તે પાસેના સોફામાં ધબ દઇને બેસી ગઇ અને બબડી, "આજ હું એવી તો ખુશ છું ?"

ઘડિયાળમાં સાડા નવ વાગ્યા. અને પ્રેરણા ચમકી. તે એકદમ ઊઠી.

"ભાભી, ઓ ભાભી !" તેનો ઘેરો અવાજ છેક નીચે સુધી સંભળાઇ શકતો હતો.

"આ......વી !" તેનાં ભાભીનો અવાજ સંભળાયો અને બીજી ક્ષણે તેનાં ભાભી આવ્યાં.

"ભાભી, તમને ખબર છે ?"

"પણ શી ?" તેનાં ભાભી પ્રેરણાનો ઉત્સાહ ક્યાંથી સમજે ?

"કુસુમબેનનાં લગ્ન થાય છે તે હું ત્યાં આજે અગિયાર વાગે જવાની છું."

"તમારા મોટાભાઇને પણ આમંત્રણ છે. તો બધાં સાથેજ જઇએ તો ?

"નહિ. મારે તો વહેલું જવું જોઇએ. મારા પર તો ત્યાંની ઘણી વ્યવસ્થાનો ભાર છે !" પ્રેરણા હસતાં બોલી.

"ઓહોહો ! તમે બધાં માટે મહેનત કરો તેવાં છો પણ બધાં ઉપકાર ભૂલી જશે !"

"એટલે ?"

"એટલે એ કે કુસુમબેનને તમે પરણાવવા જશો તો શું કુસુમબેન તમને પરણાવવા આવશે ?"

પ્રેરણાનું રણકારભર્યું હાસ્ય ગુંજી રહ્યું.

"ખાત્રી રાખો કે એ જરૂર આવશે."

"એ તો જોઈશું." તેની ભાભી હસતાં બોલ્યાં.

"અને ભાભી એક ખાનગી વાત કહું. કોઇને કહેશો નહિ ને?"

"હું ભલાં કોઇને કહું છું ખરી ?" તેનાં ભાભીનું કુતૂહલ સળવળ્યું.

"ના ફક્ત મોટાભાઇનેજ કહી દ્યો છો ! એવાં લુચ્ચાં છો તે !" કહી પ્રેરણાએ ભાભીના ગાલપર ટાપલી લગાવી.

"હા, જાણે અમે એવાં હઇશું !" તેનાં ભાભી રીસાવાનો ડોળ કરતાં બોલ્યાં.

"ના, ના. ભાભી. પણ વાત સાંભળવી નથી ?"

"પણ તમે કહો છો કયાં ?" તેની પાસે પ્રેરણાની બાજુમાં દબાઇને બેસતાં તે બોલી.

"તો કહું ? આપણા 'સંસ્કૃતિ' વાળા અશોક આવ્યા છે."

"કયાં ? આપણે ત્યાં ?"

"અરે ના. કુસુમબેનને ત્યાં !"

"પણ એમાં ખાનગી વાત કયાં છે ?"

"લ્યો, અશોક આવેલ છે તે તમને જેવી તેવી વાત લાગે છે ! ભલાં, ભાભી, મને કયી સાડી સૌથી સારી લાગે છે ?"

"બાપુ, તમને ગમે તે પહેરો. મને શી ખબર પડે ?"

"ના, ના. ભાભી !" પ્રેરણા તેના ગળા આસપાસ હાથ વીંટાળતાં બોલી, "તમે મારી બધી સારામાં સારી સાડીઓ કાઢી આપો. અને મારાં બધાં એરીંગો તથા બંગડીઓની જોડો પણ કાઢી રાખો ત્યાં હું નાહી આવું. પછી આપણે પસંદ કરશું."

"પણ બધું કાઢશું તો અહીં ઢગલે થશે."

"ભલે ને થાય! પણ સરસમાં સરસ પસંદગી થવી જોઇએ."

"ઠીક બાઈ, જેવા ભાઈ તેવાંજ બેન છે!"

"હવે સમજ્યાં!" કહી પ્રેરણા ટુવાલ ઉપાડી બાથરૂમ તરફ દોડી ગઈ.

* * * *

પ્રેરણા હમેશાં નહાવામાં લાંબો વખત લગાડતી. પરંતુ આજે તો તેણે હદ કરી નાખી. માથું ત્રણ ત્રણ વાર સાબુથી ધોયું. સ્પંજથી એવું તો શરીર ઘસ્યું કે ચામડી રાતી થઈ ગઈ અને જુદાં જુદાં ગાયનોની લીટીઓ ગણગણતી તે સ્નાનની મજા ભોગવી રહી.

"પ્રેરણાબેન, ઓ પ્રેરણાબેન!" તેનાં ભાભી બારણું ધમધમાવતાં બોલ્યાં.

"અરે છે શું, ભાભી!"

"ભલા તમે તે કેટલો વખત બાથરૂમમાં રહેશો? અડધો કલાક થયો તે ખ્યાલ છે?"

"અરે હમણાં આવી સમજો!" કહી પ્રેરણાએ ગરમ પાણીનો નળ ખોલી નાખ્યો.

તે ઘડીભર બાથરૂમના લાંબા આરસા સામે પોતાને નીરખતી ઊભી રહી. ઘડીભર આરસા સામે ઊભી તેણે પોતાના ભીના વાળ જુદી જુદી રીતે ઓળેલા હોય તેમ ગોઠવી પોતાનું સૌંદર્ય જોયું. એને છેવટે તે પોતાનાજ પ્રતિબિંબ સામે હસી રહી.

* * * *

પ્રેરણાની મનઃસ્થિતિ તેની ભાભીને વિચિત્ર લાગી. એ આટલી બધી ઘેલી શા માટે થતી હશે? લગ્ન થતાં હતાં કુસુમનાં! તેમાં પ્રેરણાને આટલો બધો હર્ષ શા માટે થાય?

પ્રેરણા અંદર આવી ત્યાં ૩ સોફા પર તો સાડીઓની થપ્પીઓ પડી હતી.

"અરે પણ આટલી બધી સાડીઓ ક્યાંથી?" તે આશ્ચર્યમાં બોલી

"કેમ? આ બધી તમારી સાડીઓ છે." તેની ભાભી કટાક્ષમાં બોલ્યાં.

"પણ આટલી બધી મેં ક્યારે લીધી?"

ભાભી હસી પડયાં "તમે દર મહિને ને પંદર દિવસે નવી સાડીઓ લોછો. વળી તમારા ભાઇ પણ નવી નવી સાડીઓ લાવ્યાજ કરે છે. પછી આટલી ન થાય?"

પ્રેરણાની આંખો કોઇ નવીન વિચારમાં ચમકી રહી. તે તેની ભાભી પાસે જઇને બોલી, 'ભાભી, સાચું કહેજો. તમા~ કેટલી સાડીઓ છે?"

"એ કેમ પૂછો છો?"

"બસ એમજ."

"તોયે?"

"નોયે બોયે કશું નહિ. કહો."

"બેએક કબાટ ભર્યા છે, ગણી નથી." તેનાં ભાભી બોલ્યાં.

પ્રેરણા હસી પડી. "કેવાં લુચ્ચાં છો! ખાનગીમાં ભાઇ મારફત સાડીઓ મંગાવો છો?"

"પણ એ લેતા આવે એમાં હું શું કરૂં?"

ફરી પ્રેરણા હસી પડી. "કરવું શું? વધારે લાવવાનું કહેવું."

"મશ્કરી જવાદો પ્રેરણાબેન, તમારે જવાનું મોડું થશે."

"હાસ્તો" કહી પ્રેરણા સાડીની થપ્પીઓમાંથી એક પછી એક સાડી તપાસવા લાગી.

"આતો બધી સાદી છે. ખાસ સરસ એકેય નથી." તે બોલી.

"તો મારી સાડીઓમાંથી પસંદ હોય તો લઇ જાઓ. જુદી જુદી ઘાણી ડીઝાઇનો છે."

"પણ ત્યાં બધાંમાં દીપી નીકળે એવી હશે?"

"હોય કદાચ. તમેજ જુઓને । પણ ત્યાં તમારે એટલો બધો વટ કોના પર પાડવો છે ?"

"પાડવો હોય કોઈકના પર ! તમારે શું ?"

"ખરું કહોને !" ભાભી ફોસલાવવા લાગ્યાં.

"કોઇને નહિ કહો ?"

"કોઇને નહિ."

"મોટાભાઇને પણ ?"

ભાભી જવાબ દેતાં અચકાયાં. "પણ એવું ખાનગી છે શું ?" તે બોલ્યાં.

"ખાનગી હોય તોજ પૂછુંને !"

"ના ભાઈ, એમનાથી હું કશું ન છુપાવું. તમારે કહેવું હોય તો કહો." તેની ભાભી સરળતાથી બોલ્યાં.

પ્રેરણા વિચારી રહી. તેનાં ભાભી ખાસ ભણ્યાં ન હતાં. છતાં કેટલાં સંસ્કારી હતાં ! અને તે દંપતી વચ્ચે કેટલો અનુરાગ હતો. સાદી વાત પણ ખાનગી ન રાખે તે કેટલી એકતા ! પ્રેરણાને લાગ્યું કે આવું સરલ હૃદય તેનું ન હતું. તે આટલું ઐક્ય અશોક સાથે કદી સાધી શકશે ખરી ? તેને લાગ્યું જે હૃદયની સરલતા એ તેની ભાભીમાં જોઈ શકતી હતી તે સરલતા પોતાનામાં ન હતી. તેને લાગ્યું કે મનુષ્યમાં સંસ્કાર આપણી શાળાઓ કે વિદ્યાપીઠો નથી રેડી શકતી; માણસમાં સંસ્કાર આવે છે, તેના હૃદયની સરલતામાંથી, તેના ઘરના વાતાવરણમાંથી.

"કહોને !" તેનાં ભાભી પ્રેરણાને હલાવતાં બોલ્યાં.

"શું ?"

"આ બધું શા માટે કરો છો ?"

"તમને ખબર છે ને કે અશોક દિલ્હીથી ત્યાં આવ્યા છે ?"

"હા. તેથી શું ?" ભાભી અડધું સમજ્યાં.

"સમજી જાવ."

અને તેના ભાભી કશું બોલે તે પહેલાં પ્રેરણા તેને ઘસડીને તેના સાડીઓના કબાટ તરફ લઇ ગઇ.

# ૨૫

પ્રેરણાની 'મરસીડીઝ બેન્ઝ' કારની બ્રેક અવાજ વિના પૈડાં પર દબાઈ અને બધાંનું ધ્યાન ખેંચતી એ મોટર સંસ્કાર કાર્યાલય પાસે થોભી.

ઉપરની બારીમાંથી અશોક એટલી સરસ મોટર કોની હતી તે જોવા જરા બહાર ડોકાયો. અને તેમાંથી ઊતરતી જીવંત ચેતન જેવી એ યુવતીને જોતાં તેના હૃદયમાં કેટલીયે અકળામણો નિષ્ફળ સ્પંદનો કરી વિલીન થઇ ગઈ. તે બારીમાંથી ખસી ગયો.

પ્રેરણા તે દિવસે કમનીય લાગતી હતી. એનું તાઝગીમર્યું મોં સ્મિત વેરી રહ્યું હતું અને એકેએક કપડાં એવી સુરમ્ય રીતે પહેર્યાં હતાં કે જેમાં કળા લાલિત્ય અને સૌંદર્યનો સમન્વય થતો હતો.

તે સાડી સહેજ સંકોરીને ઉપર ગઇ.

* * * *

"કુસુમબેન!" તે ઉપર પહોંચતાંજ કુસુમના બન્ને હાથ હેતથી પોતાના હાથમાં લેતાં બોલી.

"હું તમારીજ રાહ જોતી હતી." કુસુમ સ્મિત કરતાં બોલી, "અને કોઇ બીજું પણ બારીમાંથી તમે આવ્યાં તે જોઇ રહ્યું હતું."

પ્રેરણા હસી રહી.

બન્ને જે ઓરડામાં અશોક બેઠો હતો ત્યાં ગયાં. અશોકે જો કે તે કલ્પેલુંજ હતું છતાં બન્ને સીધાં પોતાનાજ ઓરડામાં આવશે તે તેણે કલ્પ્યું ન હતું. તે સભ્યતા ખાતર ઊઠયો.

"આવો કુસુમબેન! પ્રેરણાબેન તમે મઝામાં તો ખરાંને ?"

"મઝામાંજ હોયને!" કુસુમે વચ્ચેથી જવાબ દીધો.

"જરૂર." કહી અશોક મૌન રહ્યો.

પ્રેરણા અશોક તરફજ જોઇ રહી હતી. પહેલાંનો અશોક એ ન હતો. પહેલાં અશોક તદ્દન ગરીબ જેવો લાગતો. કપડાં પણ સામાન્યજ પહેરતો. અત્યારે અશોકમાં પ્રેરણાને પરિવર્તન આવેલું જણાયું. તેના પેન્ટ અને કોટ સારામાં સારા કિંમતી કાપડનાં હતાં તે તો ધ્યાન બહાર નજ ગયું. તેના મોં પર સત્તા તથા મક્કમતાની રેખાઓ જણાતી હતી. પહેલાંના શાંત, ભોળા અશોકની જગ એ તે એક સત્તાશીલ, પ્રતિભાસંપન્ન માણસને જોઇ રહી.

પ્રેરણા એ બધું અવલોકતા સ્થિર રહી.

"પ્રેરણાબેન, તમે કશું બોલતાં નથી ?" અશોક તેના સામું જોતાં બોલ્યો.

"બોલવાનું તો ઘણું છે; પરંતુ હું તો તમારામાં થયેલા ફેરફારો જોઈ રહી હતી." તે ગંભીરતાથી બોલી.

"ફેરફાર એ તો જીવનનો ક્રમ છે."

"પરંતુ ઘણીવાર ફેરફારો જીવનમાં આવી પડતા અકસ્માતોથી બને છે." પ્રેરણાએ ટીકા કરી.

"ભલા, અકસ્માતો જો આવી પડે તો માણસ અટકાવવા પ્રયાસ તો કરે, પરંતુ છેવટે તો માણસે નસીબ આગળ નમવું પડે છે." તેના એકેએક શબ્દોનો ગુઢાર્થ પ્રેરણા સમજી શકી.

કુસુમ ઊઠી. તે સમજી ગઈ હતી કે તે વચ્ચે આવતી હતી.

"પ્રેરણાબેન, હું તમારા માટે ચા મોકલાવું છું."

તે જતાં પહેલાં અશોકના ટેબલ પર ગઇ અને બોલી, "અશોકભાઈ, આ ફ્રેમ ઊંધી કેમ પડી છે?"

"કોને પડી." અશોક સચિંત બોલ્યો.

"એમ કંઇ ચાલે?"

અને કુસુમે તે ફ્રેઇમ ટેબલ પર બરાબર ગોઠવી. પ્રેરણા તે ફ્રેમમાં રહેલા ફોટા તરફ જોઈ રહી. તે પોતાને કેમ ભૂલી શકે? એનું એ પોતાનું હસતું મોં! તેના હૃદયમાં આશા સ્ફૂરી. અશોકના હૃદયમાં હજુ પોતાને માટે સ્થાન હતું. ઈશ્વર કંઈ છેક ક્રૂર ન હતો.

કુસુમ તો ચાલી ગઇ. પ્રેરણાએ જોયું કે વાતમાં સહેજ વિક્ષેપ પડી ગયો હતો.

તે કમનીય રીતે હસતાં બોલી, "તમે અકસ્માતો વિષે કહેતા હતાને? હા. માણસે નસીબ આગળ નમવુંજ પડે છે. પરંતુ નસીબ આજે ગુસ્સે હોય તો કાલે પાછું હસે પણ ખરું, એ કેમ ભૂલો છો?"

અશોક લાંબો શ્વાસ લઇને બોલ્યો, "પ્રેરણાબેન, એ બધું વાર્તાઓ માં બને. જીવનમાં તો નસીબ ગુસ્સે થયા પછી હસે તેવું કોઇકજ વાર બને."

"તમે ભૂલો છો." પ્રેરણા બને તેટલી વધારે મૃદુતા લાવતાં બોલી, "ઇશ્વર છેક ક્રૂર નથી."

અશોક દિલગીરીથી ઉભરાતું હાસ્ય હસ્યો.

"ઇશ્વર સુખ કે દુખ જ્યારે માણસને આપે છે ત્યારે વિચારી-નેજ આપે છે. ઈશ્વર હંમેશાં જુએ છે કે તેનાથી તાવાતો માણસ સાવ તૂટી ન જાય. દુખ તો કસોટી છે. તેમાંથી પાર ઉતરવામાંજ મહત્તા છે. પરંતુ કેટલાંક માણસોને ભાગ્ય હંમેશાં દુખ માટેજ નિયત કરે છે!"

"અથવા તે માણસો કદાચ ભાગ્ય સુખ આપતું હોય તોયે સમજી ન શકે તે પણ બને."

"કદાચ." અશોક હસીને બોલ્યો, પણ મારી બાબતમાં તો તેમ બનતું જણાતું નથી."

"શા ઉપરથી કહો છો ?"

અશોક જવાબ ઉડાવવા ખુરશી પરથી ઊઠીને જરા ફર્યો. તે છેવટે બોલ્યો, "તમને એક વાત કહું ?"

"કહોને !"

"પ્રેરણાબેન, તમે હું કહું તે બધું ઘડીભર કલ્પો અને વિચારો."

"શું ?"

"જીવનની મીઠી સૌરભશી મહેકતી ફૂલવાડી છે; એની સોહામણી કુંજમાં ધરતીના વિશાળ વક્ષઃસ્થળને આવરી લેતો એક આંબો ઊભો છે; એમાં નવી કૂંપળીઓ ફૂટે છે; આશાની ન્હાની ઊર્મિશી મંજરી ખીલે છે; અને ફૂલેલા ફાલેલા આંબાની મનોહર કલ્પના સૃષ્ટિના ચિત્તમાં ખડી થાય છે."

પ્રેરણા એ કાવ્યમય મધુર અવાજ પી રહી. એની સૌમ્યતા, એનું દર્દ તેના હૃદયને આવરી રહ્યું.

અશોકે ચલાવ્યું, "એમાં પક્ષીઓ માળા બાંધશે, પથિકોને વિશ્રામ સાંપડશે, કોકિલાઓ મીઠા સૂરે દૂરથી નવા પક્ષીઓને પોતાને આંગણે નોતરશે, અને એના મંડપ નીચે વનવગડાના પંખીને શાળી છાંય સાંપડશે. ત્યાં નવીજ સૃષ્ટિનાં મંગળ પગરણ મંડાતાં સંભળાશે......" અશોક થંભ્યો.

પ્રેરણા સમાધિસ્થ પ્રતિમા માફક શબ્દોના આકર્ષણમાં સ્તબ્ધ રહી.

"પણ..." અશોકે શરૂઆત કરી.

"પણ શું ?" પ્રેરણાની આંખો અશોકનો ચહેરો શોધી રહી.

"પણ......એકાએક વિપતનાં વાદળ ઘેરાય છે. ગાજતી અને ઝબૂકતી વીજળીનો ગોળો પૃથ્વીના હૈયા પર ફેંકાય છે. પ્રલયનાં પૂર ઉમટે છે અને ઝાડ એ અનંત પાણીમાં ડૂબી જાય છે; એની ફૂલવાની, મહોરવાની બધીએ ચેતના પાણીમાં લુપ્ત થઈ જાય છે."

"પછી ?" પ્રેરણા અધીરાઇથી બોલી ઊઠી.

"પછી ?" અશોક ફીકકું હસ્યો, "પછીની વાત સાદી છે. પછી ત્યાં આંબોયે નથી, મંજરીએ નથી, પાંદડાંઓ પણ નથી; જે ઊભેલું છે તે ડૂબી ગયેલા આંબાનું થડ છે; એ વૃક્ષ નથી, એ વૃક્ષનું શબ છે."

"ઓહ ! ઓહ એ ભયંકર વાત છે." કહેતી પ્રેરણા ઊભી થઇ ગઈ. તેણે અકળામણમાં બે ચાર ફેરા લગાવ્યા. તે જ્યારે અશોક સામે ઊભી ત્યારે તેના મોં પર નિશ્ચયાત્મક શાંતિ અજબ રીતે ખીલી ઊઠી હતી.

"તમે પૂરી વાત ન કહી. હું તે પૂરી કરૂં ?" તેનો અવાજ વધારે શ્રેગો બનતો જતો હતો.

"કહો"

"તમે કહ્યુંને કે એ આંબા પર પૂરને લીધે ઘણું વીત્યું ?"

"હાસ્તો."

"પછી ઘડીભર એમ ભલે લાગે કે ત્યાં આંબોયે નથી; મંજરીએ નથી; પાંદડાંઓ પણ નથી; ધીમે ધીમે વાદળાંઓ આકાશને છોડી જશે. ઋતુઓના ફેરફારો પોતાનું અનવરત કાર્ય કરશે; પૃથ્વી પોતાનું સત્વ આંબાને આપશે; અને જ્યાં બીજી ઋતુ આવશે ત્યાં એ આંબામાં પહેલા કરતાંએ કમનીય કૂંપળીઓ પાંગરશે; ફરી પક્ષીઓના કિલ્લોલ ત્યાં ગુંજી રહેશે; ફરીથી કોકિલાઓનો ટહૂકાર દૂરદૂરના પથિકોના હૃદયમાં અમી રેડશે; એ આંબાનું શબ લાગતું ઝાડ શબ ન હતુ. તેમાં ચેતના હતી અને એનું પુનર્જીવન, એના

નવા ફાલ, નવી કૂંપળીઓ સ્વર્ગથી સોહામણી લાગશે."

અશોક પ્રેરણાની વાત વિચારી રહ્યો.

"કદાચ હોય."

"હોય નહિ, છેજ." પ્રેરણા મક્કમ અવાજે બોલી.

"પ્રેરણાબેન, એ બધું ભૂલી જાવ. ભલા, રોહિતભાઈ કેમ સાથે નથી?"

પ્રેરણા છરી લાગી હોય તેમ ખેંચાઈ.

"એમને 'સંસ્કૃતિ'માંથી છૂટા કરેલ છે."

"કેમ?"

પ્રેરણાએ જોયું કે આ તેની ભૂલ સુધારવાની તક હતી. તે બોલી, "એમની નવી પ્રણાલિકા મેં ફક્ત તે મોટાભાઈના મિત્ર હતા અને તેમને ખોટું ન લગાડવું તે ખાતર સ્વીકારી હતી. એ ખાતર તો મેં કેટલીયે ભયંકર ભૂલો કરી એ તો તમે જાણો છો. પરંતુ જ્યારે મેં જોયું કે તેમની પ્રણાલિકા 'સંસ્કૃતિ'ને નાહક નુકશાની કરે છે તો મારે શા માટે મારા હૃદયના અવાજની વિરુદ્ધ જવું?"

"બરાબર છે." અશોક માથું હલાવતાં બોલ્યો, મને તો જો કે ખાત્રી હતી કે એ પ્રણાલિકા 'સંસ્કૃતિ'ને નુકશાની પહોંચાડશેજ."

"અશોક, એ ગઈ ગૂજરી આપણે વિસરી જઈએ."

પ્રેરણા અશોકની આંખોમાં આંખો પરોવી રહી. તેની સમસ્ત લાગણીઓ આંખોમાં ઠલવાઈ હતી. અશોકને લાગ્યું કે તે સુંદર ચહેરો તેના હૃદયનો બધો સંયમ હરી જતો હતો. તે બને તેટલી મીઠાશથી બોલ્યો, "હું તો એ ભૂલીજ ગયો છું."

"મને તેમ નથી લાગતું માટે તો મેં કહ્યું"

અશોક મૌન રહ્યો. તે ખરેખર અપમાન ભૂલી શકતો ન હતો.

પ્રેરણા તેની પાસે આવી તથા તેનો હાથ પોતાના હાથમાં

લીધો. અશોકે તે હાથ જડવત્ તેમ રહેવા દીધો. પ્રેરણા તે પારખી ગઇ. પહેલાના આમ હાથ લેવામાં જે ઉષ્મા રહેતી તે આજે ન હતી.

તે ખૂબજ મૃદુતાથી બોલી, "ખોટું લાગ્યું, અશોક ?"

"નહિ, નહિ." અશોક એકદમ સ્વસ્થ થયો અને પ્રત્યુત્તર તરીકે તેણે વિવેક ખાતર પ્રેરણાનો હાથ પોતાના હાથમાં લઈ સહેજ પંપાળ્યો. પ્રેરણાનું હૃદય નાચી ઊઠયું.

"તમે ખરેખર આમજ માણસ માફક વર્તતા હો તો ?"

"ત્યારે પહેલાં કેમ વર્તતો હતો ?"

"કહું ?" અવાજમાં કટાક્ષ હતું.

"હાસ્તો."

"દેવ માફક—પાષાણની કોરેલી પ્રતિમા જેવા હૃદયહીન દેવની માફક."

અને બન્ને કુસુમને આવતી જોઈ હસતાં બંધ થઇ ગયાં.

---

# ૨૬

કુસુમે આવીને ચાની ટ્રે માટે ટેબલ વચ્ચે ગોઠવ્યું. તે સમજી ગઇ હતી કે અશોક તથા પ્રેરણા અચાનક હસતાં બંધ થઇ ગયાં હતાં.

"કેમ હસતાં અટક્યાં ?"

"નારે. અહીં કોણ હસતું હતું ?" અશોકે બચાવ કર્યો.

"ઓહોહો ! જાણે અમારે આંખો નહિ હોય, ખરું ને ?" કુસુમ તેને એમ છોડે એવી ન હતી.

"ચાલો ત્યારે કબૂલ કે હું હસતો હતો."

"અને પ્રેરણાબેન, તમે ?"

"હુંયે હસતી તો હતી."

"તો અશોકભાઇ, 'અમે બન્ને હસતાં હતાં' એમ બોલતાં શું થતું હતું ?"

"તમને એમ ગમે તો ફરીથી એમ બોલવાનું રિહર્સલ કરી બતાવું." તે હસતાં હસતાં બોલ્યો.

"કરી બતાવો."

"અમે બન્ને હસતાં હતાં." અશોક નાટકના તખ્તા પર બોલતો હોય તેમ બોલ્યો.

"અમે બન્ને એટલે કોણ ?"

"અમે બન્ને એટલે અમે બન્ને. બીજું કોણ હોય ?"

"પણ હું પૂછું છું કે અમે બન્ને એટલે કોણ કોણ !"

કાં ! હું અને પ્રેરણાબેન."

"જુઓ અશોકભાઇ, જેની સાથે આપણે પ્રેમ કરતા હોઇએ તેને બહેન કહેવાની રીત કયાંથી શીખ્યા ?" કુસુમે અશોકને સપડાવ્યો.

"કેમ ! હું તો પ્રેરણાબેનને બહેન કહું છું."

"પણ મને ખબર છે કે તમે પ્રેરણાબેનને ચાહો છો."

અશોક આમ પ્રેરણાની હાજરીમાંજ પકડાઇ જવાથી ગભરાઇ ગયો. ઘડીભર તે મૂંઝાયો. તેને લાગ્યું કે કુસુમે એવી વાત પ્રેરણા દેખતાં શા માટે કરવી હતી ?

"સાવ જુઠ્ઠી વાત છે." અશોકે કુસુમના જવાબની ના પાડી.

"શું ! તમે પ્રેરણાબેનને નથી ચાહતા !" કુસુમની ભમર આશ્ચર્યમાં ઊંચી થઇ.

અશોકના મોં પર વિષાદની છાયા આવી ગઈ. તેને ગત બનાવો યાદ આવ્યા. તે હઠીલાઇથી કુસુમને જુઠ્ઠી પાડી વટ પાડવા માગે તેવો માણસ ન હતો. "કુસુમબેન, મૃગજળ પાછળ ફાંફાં મારનાર માનવી મૃગજળને ચાહે છે તેમ કહી શકાય ?"

પ્રેરણા તથા કુસુમ બન્ને એના કહેવાનો અર્થ ન સમજી શકયાં. પ્રેરણાના હૃદયના ધબકારા વધી ગયા.

કુસુમ લાલિત્યભરી છટાથી ઊભી થઇ અને ટેબલ પરની પ્રેરણાની છબી બતાવી.

"તમને ખબર છે અશોકભાઈ, કે આનું નામ ચાહવું કહેવાય ?"

તે બોલી.

"કુસુમબેન," તે બોલ્યો–વિષાદમય અવાજે, "તમને નથી લાગતું કે પ્રેરણાબેનની હાજરીમાં આ ચર્ચા જરા અસભ્ય છે?"

"જરાપણ નહિ." કુસુમ હસતાં બોલી, "તમે ચાહો છો તે સાંભળીને પ્રેરણાબેન મારા ધારવા પ્રમાણે તો ગુસ્સે નહિજ થાય."

અશોક મૂંઝાઇ ગયો. તેના મગજમાં યોગ્ય જવાબજ ન મળ્યો.

"કુસુમબેન, હું મૂરખ છું તેથીજ પ્રેરણાબેનને ચાહું છું. નહિતર પ્રેરણાબેનને હું કદી મેળવી શકું તેમ નથી એ ખાત્રી મને હોવા છતાં શા માટે હું એ વ્યામોહ ન છોડું?" તે ઉતાવળથી બોલી ગયો અને કુસુમ કે પ્રેરણા બેમાંથી એક પણ કશું બોલે તે પહેલાં ઓરડીની બહાર ચાલ્યો ગયો.

* * * *

બરાબર એજ વખતે નોકર આવીને ચાની ટ્રે મૂકી ગયો.

"ખરેખર કુસુમબેન, અશોકને આ ભૂત કોણે ભરાવી દીધું છે?" પ્રેરણા જરા વિષાદભર્યા અવાજે બોલી.

"શું?" કુસુમ ખાંડના ગાંગડાવાળી ગરણી પરથી ચાનું પાણી ગળતાં બોલી.

"કે એ મને કદી મેળવી શકે તેમ નથી."

કુસુમ હસી પડી. "તેને પોતાનેજ એવું ભૂત એમને એમ ભરાઇ ગયું છે. પણ તમને એ તો ખાત્રી થઇને કે એ તમને ચાહે છે?"

"પણ એથી શું વળે?"

"ઘણુંયે!" કુસુમે દૂધ નાખી ચમચાથી ચા હલાવીને કપ પ્રેરણાને આપતાં કહ્યું.

"કેવી રીતે?"

"જુઓ," કુસુમે શરૂઆત કરી, "તે વાત કરતા હતા ત્યારે

કેવા અકળાતા હતા તે જોયું ? જ્યારે માણસ પોતાના હૃદય પરનો કાબૂ સાચવવા મથામણ કરે છે ત્યારેજ આવી અકળામણ હોય."

"પણ તમે એ ઉપરથી શું કહો છો તે હું સમજતી નથી."

"કેટલી સાદી વાત છે ! તમારી સાથે વાત કરતાં તે પોતાના હૃદય પરનો કાબૂ ગૂમાવવાની અણી પર હતા. તેમનો જે આ બેદરકારી ભર્યો દેખાવ છે તે સાચો દેખાવ નથી ખોટો મેઇકઅપ છે. માણસ કયાં સુધી પોતાના હૃદય તથા લાગણી વિરૂદ્ધ લડી શકે ? તમે જો રોજ તેને આકર્ષવા મહેનત કરશો તો તે કયાં સુધી ખોટો દંભ કરી દૂર નાસી શકશે ?"

"પરંતુ આમ તેમની પાછળ પડવું તે ખરાબ ન ગણાય ?"

"જુઓ પ્રેરણાબેન, વાર્તાઓમાં કદાચ એવા બનાવો બને કે જેમાં પ્રણયી આવીને પ્રેમયાચના કરે. અશોકની વાત જૂદી છે. અશોક એમ માને છે કે તેને તમે ચાહતાં નથી તેથી તે તમને ભૂલવા મથે છે. હવે જો તમે તેનાથી દૂર રહો તો તે જરૂર તમને ભૂલવામાં સફળ થાયજ. માટે તેમ ન થવું જોઇએ. વળી તમે જાણો છો કે એ તમારા પ્રેમમાં છે-ખૂબજ. તો તેમને જીતવામાં તમે શા માટે અચકાવ ?"

"પણ જીતવા કેમ ?" પ્રેરણા વિચારમાં બોલી.

કુસુમે છેલ્લો ઘૂંટડો ભરી ચાનો કપ મૂકી દીધો અને પ્રેરણા પાસે જઇને પાછળથી તેના બન્ને ખભા પર હાથ દાબતાં બોલી, "તમે એ પૂછો છોને કે તેને જીતવા કેમ ?"

પ્રેરણાએ ઊંચું જોઈ આંખો વડે હા પાડી.

કુસુમ હસી પડી. "તમે સ્ત્રી છો. સ્ત્રીને એ શીખવવું ન પડે ! સમજ્યા !"

પ્રેરણાના મોં પર માધુર્ય ભર્યું આછું સ્મિત પથરાઈ ગયું.

---

# ૨૭

નીચે લગ્નની બધી ધામધૂમો ચાલી રહી હતી. આખીયે સંસ્કાર સોસાયટીએ તે દિવસે ગાંભીર્યના સ્વાંગ છોડી શણગાર સજ્યા હતા. સારામાં સારૂં બેન્ડ ધીમા પરંતુ મધુર અવાજે વાતાવરણમાં સુરાવટ જમાવી રહ્યું હતું. આખાયે સંસ્કાર કાર્યાલયમાં સુંદર કપડાંઓમાં સજ્જ થયેલ સ્ત્રીઓ આમથી તેમ ફરતી જણાતી હતી. અને લગ્ન–પ્રસંગની ખરી મોજ ભોગવી શકતી હોય તો એ સ્ત્રીઓજ હતી.

અને 'સંસ્કાર' કાર્યાલય બહાર સુંદર મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. છેક લાંબે સુધી ખુરશીઓની હરોળો જોઇ શકાતી હતી. અને મંડપમાં આખુંયે જગત ઇર્ષા કરે તેવી રીતે આનંદથી પોતાના પ્રિયતમ પાસે બેસવાનો અનુપમ લ્હાવો કુસુમ લઇ રહી હતી.

રાજેનબાબુ તો મંડપની ક્રિયાઓમાં ગૂંચવાયા હતા તેથી બધું સ્વાગત વિગેરેનું કામ અશોક પર આવી પડયું હતું. અને તે વખતે અશોકને જોતાં પ્રેરણાની આંખો ન ધરાઇ. જે જે વ્યકિતઓનું તે સ્વાગત કરતો હતો તે બધી વ્યકિતઓ પ્રેરણાને અશોક કરતાં ઝાંખી દેખાઈ.

એજ વખતે રોહિત પણ આમંત્રિત ગૃહસ્થો જોડે આવતો દેખાયો. પ્રેરણાને થયું કે અશોક શું કરશે ? અને તે સાથે પોતાને રોહિત સાથે વાતો કરવાનો પ્રસંગ ન આવે તે ખાતર પ્રેરણા સ્ત્રીઓનાં ટોળામાં વચ્ચે દાખલ થઈ ગઇ. પરંતુ તેની આંખો તો અશોક પરજ હતી.

તેણે જોયું કે અશોકે તો બીજા બધાઓની માફકજ હસતે મોંએ રોહિત સાથે હાથ મેળવ્યા અને એક ખુરશી બતાવી. એક નોકર આવીને રોહિતના હાથમાં ગજરો આપી ગયો અને અશોક તેને ભૂલી જઇને પાછો પોતાના કામમાં લાગી ગયો. પ્રેરણા ત્યારે એ બન્ને વચ્ચેનો તફાવત દુરથી જોઇ રહી. અશોકના એકેએક વર્તનમાં શકિત, સત્તા તથા નિશ્ચય હતાં; જ્યારે રોહિતમાં તેવું કશું ન હતું, છીછરું હૃદય, ઉપરછલ્લું હાસ્ય અને બનાવટી લાગણીઓ. પ્રેરણાને લાગ્યું કે તેણે ખરેખર એ માસ પહેલાં મોટી ભૂલ કરી હતી.

પરંતુ તેની નજર તુરતજ ફરીથી અશોક તરફ ખેંચાઈ તેને થયું કે તેણે નજદીક જવુંજ જોઇશે. તે ટોળામાં સરતી સરતી અશોકની વાતો સાંભળી શકે તેટલી નજીક એક લાલ કપડાં વીંટાળેલ થાંભલાને ટેકો લઇને ઊભી.

અશોકની નજીક એક વૃદ્ધ પુરુષ તથા એક યુવતી ઊભાં હતાં. પ્રેરણાના કાનો બન્નેની વાતો તરફ મંડાયા.

"અરે મીસ્ટર અશોક, મારી પ્રતિમા તો તમારાં પુસ્તકોનાં ખૂબ વખાણ કરે છે." તે વૃદ્ધ પુરુષ બોલ્યા.

"મારાં પુસ્તકો બધાં જેવાં સામાન્ય પુસ્તકો છે. એમાં ખાસ કશું નથી." અશોકના જવાબમાં વિનય હતો.

"મેં તો વાંચ્યાં નથી. અને અશોક તમે જાણો છોને કે મને તો વખત પણ ક્યાંથી મળે ? પણ પ્રતિમા તો કહેતી હતી કે તમે

બહુજ સરસ લખો છો."

અશોક સહેજ હસ્યો.

"ત્યારે પ્રતિમાબેન, તમે તો મારાં પુસ્તકો વાંચતાં લાગો છો." તે પેલી યુવતી તરફ ફરતાં બોલ્યો.

"બાપુજીની વાત સાચી છે. મને તમારાં પુસ્તકો બહુજ ગમે છે. તમે એવું સરસ કેમ લખી શકો છો ?" તેના ગાલ પર ધસી આવેલું લોહી પણ પ્રેરણા જોઈ શકી.

"બસ એમજ. ટેબલ પાસે જવું, પેન લેવી અને લખવા બેસવું." તે મશ્કરીમાં બોલ્યો.

પેલા વૃદ્ધ પુરુષ ખોખોખો કરતા હસી પડયા. "ભારે કરી અશોક તમે તો !" તે હસવું દાબતાં બોલ્યા, "આ પ્રતિમા પણ લખવાની શોખીન છે. એ ખબર છે ?"

અશોક ઘડીભર તે યુવતી તરફ જોઇ રહ્યો.

"સરસ. તમે કયાં કયાં છાપામાં લખો છો ?"

"છૂટાં છવાયાં, નાનાં નાનાં પત્રોમાં લખું છું. પરંતુ હજુ તમારા પત્ર જેવા પત્રમાં લખવાની તક મળી નથી." તે શરમાતાં બોલી.

"તો હું તે તક આપીશ." અને તે હસ્યો.

ફરીથી પેલા વૃદ્ધ પુરુષનું ખોખોખો વાળું હાસ્ય ગાજી રહ્યું.

"બસને બેટા. તારૂં કામ થઇ ગયું ને ! અશોક, એ તમને સીધું કહેતાં શરમાતી હતી." તે પાછા પ્રતિમા તરફ ફરીને બોલ્યા, "ભઇ, હું તો અશોકને જાણું ને ! એ આપણને કદી ના પાડે તેવા નથી."

એજ વખતે રોહિત ત્યાં ઊડીને આવ્યો અને પ્રતિમા નજીક આવતાં બોલ્યો, "હલ્લો, મીસ પ્રતિમા ?"

"કેમ રોહિતભાઇ ?" પ્રતિમાના અવાજમાં અણગમો ચોખ્ખો

જણાઇ આવતો હતો.

"આવોને. મારી બાજુમાં બે ખુરશીઓ ખાલી છે." તેણે આગ્રહ કર્યો.

દૂર ઊભેલી પ્રેરણાનો તિરસ્કાર બમણો વધી ગયો. તેને લાગ્યું કે રોહિતને રૂપાળી છોકરીઓ પાછળ રખડવા સિવાય કશો ધંધો ન હતો.

"ના. માફ કરો. મારે અશોકભાઇ સાથે કામ છે." કહી પ્રતિમા પાછી અશોક તરફ ફરી.

રોહિતને એ અપમાન ગળી જવું પડયું. તે ઉપરથી કશું ન લાગ્યું હોય તેવો ડોળ કરતાં બોલ્યો, "ત્યારે સાહેબજી. પછી મળશોને ?"

"કદાચ......જોઈશ." પ્રતિમાએ વિવેક ખાતર જવાબ દીધો.

અને રોહિતને પોતાની જગાએ પાછા જવું પડયું.

"ચાલો હું તમને તમારી જગા બતાવી દઉં. મારે હજુ બીજા મહેમાનોનું પણ ધ્યાન રાખવું પડશેને !"

"તો હું પછી તમને ક્યારે મળું ?"

પ્રેરણા અશોક શું જવાબ આપે છે તે સાંભળવા તલસી રહી.

"મળવાની શી જરૂરત છે. તમે લખાણ મોકલજોને. છપાઈ જશે. તમારૂં નામ હું નહિ ભૂલું." તે પ્રશંસા કરતાં બોલ્યો.

પ્રેરણાનું મન ખુશ થયું. તેને અશોક કોઇ બીજી સ્ત્રી તરફ જરા પણ પક્ષપાત ન બતાવે તેજ ગમ્યું. અને તે સાથે પ્રેરણા રોહિત તથા અશોકની તુલના કરી રહી. અશોક કોઇ સુંદર સ્ત્રીની ઓળખાણ માટે જરા પણ પ્રયાસ કરતો ન હતો અને રોહિત ઓળખાણો માટે તલસતો હતો. તેને અશોકની એ નફરતમાં મહત્તા દેખાઇ.

*  *  *  *

રાતના અગિયાર વાગી ગયા હતા અને કુસુમ પોતાના સાદાં કપડાં પહેરી ઓરડામાં છેલ્લો ચાનો કપ પી રહી હતી. રાજેન-બાબુ જરા ઓરડામાં આમથી તેમ ફરતા હતા. પ્રેરણા તથા અશોક નજીકના સોફામાં બેઠાં હતાં.

"તો અશોકભાઇ, આપણે પરમ દિવસે નર્મદાની ટૂરમાં જશું." કુસુમે શરૂઆત કરી.

"પણ મારું દિલ્હીનું કામ ?"

"અશોક, તમે ગભરાશો નહિ.'' રાજેનબાબુ બોલ્યા, "ત્યાં કામ બરાબર ચાલશે. પરંતુ આ અમારાં લગ્ન બાદ એકાદ સુંદર મુસાફરી તો કરવીજ જોઇએને !''

"ઓલરાઇટ." તે બોલ્યો.

"અને પ્રેરણાબેન, તમે પણ તૈયાર થઇજ જજો. તમારા વિના કદાચ અશોકને નહિ ગમે." કુસુમ અશોક તરફ તોફાન - ભરી નજર ફેંકતાં બોલી.

અશોક ચમકી ગયો. પ્રેરણા આવે તો તેને જરા અતડું તો લાગેજ. પણ હવે તેને માટે માર્ગ ન હતો. તેનાથી છટકાય તેમ ન હતું. તેને પ્રેરણાનો સંગાથ ન ગમતો હતો એમ ન હતું પરંતુ તે એ માટે ગભરાતો હતો કે પ્રેરણા સાથે હરવખત વાતચીત કેમ કરવી ? અને જેને તે પરણી ન શકે, અને જેના આકર્ષણમાંથી દુર રહેવા તે હૃદયને સમજાવતો તે આકર્ષણજ ફરીથી ઊભું થતું હતું. તેને લાગ્યું કે ફરીથી નિરાશાનું દુઃખ જાગૃત થશે.

"વિચારમાં કેમ પડી ગયા ?" કુસુમે અશોકને પૂછ્યું.

"નારે. હું કશો વિચાર કરતો ન હતો."

"તો હવે તમારે પ્રેરણાબેનને ઘરે મોટરમાં મૂકી આવવાં પડશે. હું પોતે જાત, પણ આજનો દિવસ તો અમારે માટે લગ્નનો પહેલો દિવસ છે તેથી તમે એટલુ નહિ કરો ?"

"શા માટે નહિ ?" કહી અશોક મનમાં કચવાતો કચવાતો ઊઠયો.

"અને કાલે તમારે મુસાફરી માટે તૈયાર થવાનું છે તે ભૂલશો નહિ." કુસુમ તેને એમને એમ શાની જવા દે ?

* * * *

પ્રેરણા તથા અશોક આછી બત્તીઓથી ઝગમગતા એ મંડપ નીચે ઘડીભર ઊભાં. બન્નેને એકજ વિચાર આવ્યો: એવાજ મંડપ નીચે પોતે કયારે ઊભી શકશે. બન્ને ઘડીભર વેદી નજીક એક બીજા સામું જોઇને ઊભાં રહ્યાં. અશોકનું હૃદય ઘડીભર પ્રેરણા માટે તલસી રહ્યું.

"હું ગેરેજમાંથી નાની 'હીલ્મેન' બહાર કાઢી આવું." તે અકળામણ દબાવવા કંઇ બોલ્યો.

"ના. ના. મારી કાર હું લાવી છું. એમાંજ આપણે જશું." પ્રેરણા પણ એ વાતાવરણની માદકતાથી ગભરાની હતી.

બન્ને મંડપના આરસાઓની વચ્ચે થઇને આગળ ચાલ્યાં. જાણ્યે અજાણ્યે અશોક આરસામાંના બન્નેનાં પ્રતિબિંબ જોતાં થંભી ગયો. સુંદર છબી ઊતરે તેમાં પ્રતિબિંબ. પણ અશોકને લાગ્યું કે તેવી કલ્પના કરવાનો તેને અધિકાર ન હતો. તેણે પ્રતિબિંબ તરફથી આંખ ખેંચી લીધી.

* * * *

એક આછી ઘરરરાટી કરી પ્રેરણાની મરસીડીઝ બેન્ઝ તેના મકાન આગળ ઊભી રહી. અશોકે ઊતરી પ્રેરણા માટે બારણું ઉઘાડયું.

"આભાર." પ્રેરણાની આંખો અશોક પર ઠરી રહી.

અશોક સહેજ હસ્યો. "હવે હું જઇશ."

"ના. એમ ન જવાય." તે બોલી, "તમે કેટલા દિવસે મારે ત્યાં આવો છો !"

"પણ ઘણું મોડું થયું છે."

"તો થોડું વધારે મોડું." કહી તે હસી.

અને બન્ને અંદર ગયાં.

× × × ×

"હું ફક્ત બેજ મિનિટ રોકાઈશ. નાહક ઘણું મોડું થશે." અશોક બ્લુ સોફામાં બેસતાં બોલ્યો.

"તમે તે કંઈ ઉતાવળા છો ! તમે મારે ત્યાં આવો ને ચાય પીધા વિના જવા દેવાય ?" પ્રેરણા ઉત્સાહથી બોલી.

"પણ આટલી મોડી રાતે નોકરને બિચારાને કેટલી તકલીફ પડે ?"

"નોકરને તકલીફ નહિ પડે, કેમકે તમારા માટે હું પોતેજ ચાય બનાવવાની છું."

અશોકને લાગ્યું કે પોતે પોતાના નિરસ કડવા લાગણીહીન વાતાવરણમાંથી કોઈ અપૂર્વ કોમળતાના સાગરમાં આવી રહ્યો હતો. તે સમજી ન શક્યો છતાં તેને એવો આનંદ કદી થયો ન હતો. અને છતાં એજ સ્ત્રી રોહિત સાથે પણ આમજ વર્તતી હતી તે સ્મૃતિ એના આનંદમાં કડવાશ રેડતી ગઈ.

પ્રેરણા બધો સામાન લાવી. તેણે તપેલીમાં પાણી, અને ચા નાખ્યાં. તેણે પ્લગ સ્વીચમાં ભરાવ્યો અને 'હીટર' તપેલીમાં મૂકી સ્વીચ ચાલુ કરી. બે મિનિટમાં પાણી ઉકળવા લાગ્યું. પાણી ગળીને કીટલીમાં ભરી લીધું અને તે ટેબલ પરની તાસકમાં મૂકીને બેઠી.

અશોક પણ ત્યાં જઈને બેઠો. "હુંજ મારા કપમાં ખાંડ વગેરે નાખી લઈશ."

"ના. હુંજ કરી આપીશ."

"પણ મને તેમાં કશી તકલીફ નહિ પડે."

"પણ મેં નક્કી કરેલ છે કે મારેજ તમને ચાય કરી આપવી." પ્રેરણાએ જીતનો પાસો ફેંક્યો.

અશોક હસી પડયો "કેમ જાણે હું દિલ્હી ગયા પછી પણ તમેજ ચાય બનાવી આપવાનાં હો !"

પ્રેરણા અશોક સામી એક શાંત સ્થિર નજર ફેંકી રહી.

તે છેવટે બોલી, "મેં બધો વિચાર કરીનેજ નકકી કરેલ છે !" કહી તેણે અશોકના કપમાંની ખાંડ ચમચા વતી હલાવીને કપ અશોકને આપ્યો.

અશોક ચમકી ગયો. પ્રેરણા શું કહેવા માગતી હતી ?

"એટલે ?" તે સહેજ મરકતાં બોલ્યો.

"એટલે કંઈ નહિ." પ્રેરણા હસી પડી.

"ના. ના. પણ હું સમજી શકતો નથી."

"તો એનો અર્થ કુસુમબેનને પૂછી જોજો." તે હાસ્યસહ બોલી.

"હું કંઇ કુસુમબેનને પૂછવાનો નથી." તે ગંભીરતાથી બોલ્યો.

વાતાવરણ આખું માદક થઇ ગયું હતું. ઉપરનો ગ્લોબ વાદળી પ્રકાશ આખા રૂમમાં ફેંકી રહ્યો હતો. બન્નેનાં મોં પર સુંવાળું વાદળી અજવાળું નાચી રહ્યું હતું. પ્રેરણાના હૃદયમાં એ વાતાવરણ અને એ પળે કંઇનું કંઇ થતું હતું.

"અશોક, તમે મને હવેથી પ્રેરણાબેન ન કહેતા."

"કેમ ? ત્યારે શું કહું ?" તે આશ્ચર્યસહ બોલ્યો.

પ્રેરણા ઊભી થઈ અને અશોકની ખુરશી પાસે આવી તેના ખભા પર હાથ મૂકીને ખૂબજ ગંભીર અવાજે બોલી, "અશોક, તમે કશું સમજતા નથી. તમે......"

"કહો કે તમે મૂરખ છો !" તે હસતાં બોલ્યો.

"હું પણ એવુંજ કંઇ કહેવા જતી હતી." પ્રેરણા ગંભીરતાનો ત્યાગ કરતાં બોલી.

અશોકે ઊંચુ જોઇ પ્રેરણાના મોં પર આંખો ઠેરવી, "પ્રેરણા, હું ઘણું સમજું છું. પણ જે કડવી નિરાશા એક વાર ભોગવી તે

ફરીથી ભોગવવા હું તૈયાર નથી. જે કાર્યમાં નિષ્ફળતાની ખાત્રી હોય તે કાર્ય કરતાં હું અચકાઉં છું."

"તમે શા ઉપરથી માનો છો કે તમને નિરાશા મળશે?"

"મારા અનુભવ ઉપરથી."

પ્રેરણાનો હાથ અશોકના વાળ પર દબાયો. તે તેના વાળ પર હાથ ફેરવતાં બોલી, "અશોક, તમે પેલી આંબાની વાત કહી હતી તે યાદ હશે. બધાં ધારતા હતા કે પાણીમાં ડૂબેલો આંબો જીવે શાનો? પરંતુ એ પાણી તો તેની આસપાસ અમૃત સીંચી ગયાં હતાં. એ ઝંઝાવાત તેને ફરીથી બમણા સૌંદર્યે ફૂલવા ફાલવાની શકિત આપી ગયો હતો."

અશોકની નજર સ્થિરતાથી પ્રેરણાની આંખોની સ્નિગ્ધતા પી રહી.

ફરીથી પ્રેરણા બોલી, "અશોક, એક નજીવા બનાવને, નજીવી ભૂલને જો માણસ આખી જીંદગી યાદ કર્યા કરે તો જીંદગી દુઃખી થાય."

ફરી અશોક કશું ન બોલ્યો. તે વિચારીજ રહ્યો.

"તમે કેમ કશું બોલતા નથી?"

"શું બોલું?" તેના સૌમ્ય અવાજમાં વિચારશીલતા હતી.

"અશોક," પ્રેરણાનો અવાજ રડમસ થઇ ગયો હતો.

"તમે બધું વિચારી જોજો. તમને લાગશે કે તમે કયાંય બહુજ મોટી ભૂલ કરી રહ્યા છો."

"થેંક્યુ, પ્રેરણા. મને લાગે છે કે મારે ઘણું વિચારવાની જરૂરત છે. હું જાઉં?"

અશોકનો સંયમ ઓગળતો જતો હતો. તેને લાગતું હતું કે પ્રેરણા કદાચ તેને ખરેખર ચાહતી હશે; એ તો તેને લગભગ ખાત્રી જેવું જણાતું હતું. છતાં......છતાં...... તે બીજું અપમાન

વ્હોરવા તૈયાર ન હતો.

"હું જાઉં ?" તેણે ફરીથી પૂછ્યું.

પ્રેરણા નિરાશાભરી આંખે તેના સામું જોઈ રહી.

"સાહેબજી, ત્યારે." તેણે હાથ લંબાવ્યો.

અશોક ઘડીભર તે હસ્તધૂનનમાં તેનો હાથ દાબી રહ્યો. એ માદક ક્ષણે તેના મગજને આવરી લીધું. તે અત્યાર સુધી લાગણીઓ દાબવા જે મથામણ કરી રહ્યો હતો તે બધી વ્યર્થ ગઇ.

તેણે પ્રેરણાનો હાથ પોતાના બન્ને હાથમાં કચડી નાખ્યો.

અને બીજીજ ક્ષણે તે ઝપાટાબંધ ચાલ્યો ગયો.

પ્રેરણાની આંખો આ લાગણીનાં પ્રદર્શનથી હસી રહી. તેને આશા આવી કે હવે તેને ડરવાનું કશું કારણ ન હતું.

તે અશોકની મોટર છેક દેખાતી બંધ થઇ ત્યાં સુધી બારીમાંથી જોઇ રહી.

× × × ×

તેજ દિવસે રમેશ પોતે રાજેનબાબુની ઓફિસમાં બેઠો હતો. તે સમજી નહોતો શકતો કે રાજેનબાબુએ તેને શા માટે બોલાવ્યો હતો. તેથી રાજેનબાબુ આવ્યા કે તુરતજ તેણે પ્રશ્ન કર્યો, "ખાસ આજે તો મારૂં કંઇ કામ પડયું ?"

"હાસ્તો." રાજેનબાબુ સહેજ હસીને બોલ્યા, "જરા આરામથી બેસો. હમણાંજ ચા આવે છે."

"પણ કામ તો કહો." રમેશ ઘડિયાળ તરફ જોતાં બોલ્યો.

"I see. તમારે ઉતાવળ છે એમને !" રાજેનબાબુ સહેજ હસ્યા, "પ્રેરણાબેન અમારી સાથે નર્મદાની હોડીની મુસાફરીમાં આવે છે."

"ખુશીથી. હું પણ જોકે ઘણા વખતથી તમારી સાથે એ વિષે વાત કરવા માગતો હતો."

"તો એમ કરીએ. અત્યારે તમારે ઉતાવળ છે. હું પોતેજ તમારા ફુરસદના વખતે મળી જાઉં તો?"

"ના, ના. મારે મીટીંગમાં જવું હતું તે મીટીંગ હું જતી કરીશ. હવે મને પૂરતો વખત છે. બોલો."

"તો હું એ કહેતો હતો કે પ્રેરણાબેન અમારી સાથે ટૂરમાં આવશે. હવે અમે અશોકને પણ સાથે લેવાના છીએ."

"હં?" રમેશ સમજવા લાગ્યો.

"તમને ખબર છે કે પ્રેરણાબેન અને અશોક વચ્ચે સહેજ લાગણી છે?" તે બ્લોટીંગપેપર પર લીટી દોરતાં બોલ્યા.

"મને પ્રેરણા વિષે ઘણા વખતથી ચિંતા રહે છે." તે પણ વિચારતાં બોલ્યો.

"હવે હું મારી વાત કહું." રાજેનબાબુ વિચારતાં બોલ્યા, "અશોક માટે મને ખાસ લાગણી છે. હું તેની કારકીર્દિમાં ખૂબજ રસ લઉં છું. સમજ્યાને?"

"હં."

"તો પ્રેરણાબેન માટે અશોક તમને કેમ લાગે છે?"

"તમે બરાબર કહો તો?" રમેશ વિચારતાં બોલ્યો.

"પ્રેરણાબેન તથા અશોક વચ્ચે લાગણી છે. બન્ને આ ટૂરમાં નિકટ પરિચયમાં આવશે. જો તમારાં બહેન તેની સાથે પરણે તો તે વિષે તમારો મત હું જાણવા માગું છું."

"અશોક સાથે? ખરૂં કહું, રાજેનબાબુ? મને પ્રેરણા વિષે યોગ્ય પુરુષ માટે ખૂબજ શક રહેતો હતો. અશોકની ખ્યાતિ તથા તેમની અત્યારની સ્થિતિ જોતાં મને કશો વાંધો છેજ નહિ પરંતુ તમે આ વાત અશોક વતીથી કરો છો?"

"નહિ, નહિ. પરંતુ અમને-મને તથા કુસુમને-એમ લાગે છે કે બનતાં સુધી પ્રેરણાબેન તથા અશોક પરણવાના નિશ્ચય પર

કુસુમ એક ગામડામાંથી ખરીદેલું શાક સમારી રહી હતી. તેની નજીકમાંજ રાજેનબાબુ ગાદલા પર લંબાયા હતા. અશોક સામી બાજુ પર પડેલો હતો. પ્રેરણા બીજાં કામમાં મદદ કરતી હતી.

પ્રેરણાની નજર રાજેનબાબુ તથા કુસુમ તરફ ગઇ. અને તેના હોઠ છૂપાવેલા સ્મિતમાં મરડાયા.

રાજેનબાબુના ધુંટણને અઢેલીને કુસુમ બેઠી હતી. અને રાજેન-બાબુ પડયા પડયા જે પંખાથી પોતાને પવન નાખતા હતા તેનો ઘણો પવન કુસુમને જતો હતો તે પણ પ્રેરણા જોઈ શકી. તેને થયું કે બંન્ને એક બીજાને અડકવાની એક પણ તક જતી નહોતાં કરતાં. અને તેજ વખતે સહજ રીતે તેની નજર અશોક તરફ ગઇ.

અશોકની આંખો તેના પર કયારનીયે સ્થિર થઇ હતી. પ્રેરણાની આંખ ચૂકાવવા તેણે નજર ફેરવી લીધી પરંતુ પ્રેરણાએ આંખ વડે નિશાની કરી રાજેનબાબુ તથા કુસુમ તરફ જોવા સૂચવ્યું.

અશોક આછું સ્મિત દબાવી રહ્યો પરંતુ તેનાથી રહેવાયું નહિ.

તે બેઠો થયો. "કુસુમબેન, તમે એમ ધારો છો કે તમને બન્ને કોઈ જોતું નથી ?" તે મશ્કરી કરતાં બોલ્યો.

"અને રાજેનબાબુ, તમારા જેવા મહાન માણસને બીજા કોઇ આમ જૂએ તો શું કહે ?" પ્રેરણાએ પણ ઝંપલાવ્યું.

કુસુમ ખસીને બેઠી અને રાજેનબાબુ બેઠા થઇ ગયા.

તે સહેજ હસ્યા અને બોલ્યા, "અમે બન્ને આમ બેસીએ તેમાં પણ શું પાપ છે ?"

પ્રેરણા હસી પડી. "પાપ તો નહિ, પણ લોકોના દેખતાં આમ બેસો તે ઠીક ગણાય ?"

કુસુમ વચ્ચે પડી. "પ્રેરણાબેન, હજુ તમો પ્રેમમાં પડયાં નથી. નહિતર આમ ન કહેત. પેલું કરનાળી હતું ને ! ત્યાં બધાના દેખતાં અમારાથી એવી છૂટ લેવાઈ ગઇ હતી કે બધાં યાત્રાળુઓ જોઇ

રહ્યાં હતાં." કુસુમ રાજેનબાબુ સામે જોઇને હસી.

અશોકે માથું હલાવ્યું, પોતાના અંતરની નિરાશા દબાવવા.

"તમો બન્ને એક બીજાને એવાં તો સમજો છો !" તે બોલ્યો.

"તો તમોને બન્નેને પણ એક બીજાને સમજતાં કોણ અટકાવે છે ?" કુસુમ પ્રેરણા તથા અશોક તરફ વીજળી સમો દ્રષ્ટિપાત કરતાં બોલી.

અશોક શું બોલે ? અને પ્રેરણાના હૃદયમાં જવાબ આવી ગયો, "અમારાં નસીબ !" પણ તે બોલી નહિ.

× × × ×

દૂર દૂરથી સીનોરના ઓવારા દેખાયા. સામે કાંઠે સારસની જોડીઓ આમતેમ ઊડી રહી હતી. પ્રેરણા તથા કુસુમ સઢના થાંભલા પાસે છત્રી તળે બેઠી હતી.

"પ્રેરણાબેન, તમે કેમ કશું કરતાં નથી ?" કુસુમ તેના તરફ દબાતાં બોલી.

"પણ તમેજ કહોને હું શું કરી શકું ?" પ્રેરણા નિરાશાથી બોલી.

"તમે ઘણું કરી શકો. પેલાં સારસ જોયાં ?"

"હા. તેમાં શું ?"

"ક્યાંય જોડલાં વિનાનું વિનાનું એકલું સારસ દેખાય છે ?"

પ્રેરણાની આંખો કિનારા પરનાં સારસો ગણી રહી. ક્યાંય તેને એકલું સારસ દેખાયું નહિ.

પ્રેરણાએ નકારમાં માથું ધુણાવ્યું.

"તો એના ઉપરથી તમારે ધડો લેવાનો છે." કુસુમે ટકોર કરી.

"પણ હું શું કરું ?" પ્રેરણા મૂંઝાતી હતી.

"તમો જાણો છો કે અશોક તમને ચાહે છે."

"પણ તે ચાહે છે છતાં આટલા બેદરકાર કેમ રહે છે ?"

'કેમકે તે ડરતા હશે, માટે તમેજ હવે તો આગળ પગલું ગે" કુસુમ ધીમેથી સલાહ આપતી હતી.

"પણ મને તો પછી છૂટ લેતાં શરમ આવે." પ્રેરણા શરમાતાં ાલી.

"પ્રેરણાબેન, હવે જમાનો બદલાયો છે. પહેલાં પુરુષો છૂટ ેતા. હવેના પુરુષો સ્ત્રીઓથીયે શરમાળ હોય છે."

"પણ આપણને તો ભાઈ શરમ આવે."

"પણ એમાં શરમ શાની ? તમે જાણો છો કે અશોક તમને ચાહે છે; માટે તમે જે કંઇ છૂટ લેશો તે અશોકને ગમશેજ. અશોકને ખબર નથી કે તમે તેને ચાહો છો તેથી તે ડરતા રહે છે."

"ત્યારે મારે હિંમત કરવીજ પડશે. એમને ?"

"હાસ્તો."

"હાસ્તો કહેવું સહેલું છે. જો માથે પડી હોય તો ખબર પડે." કહેતાં પ્રેરણા કુસુમના ખોળામાં મોં સંતાડી ગઇ.

---

# ૨૯

થોડે દૂર એકલવાયાં રેતીના ભાડાં પાસે રાત માટે હોડી નાંગરાઇ. દૂર દૂરથી આવતી ચાંદની સ્નિગ્ધતાથી પાણી પર પથરાઇ ગઈ હતી. નર્મદાના વહેણનો ધીમો સ્નિગ્ધ ધ્વનિ વાતાવરણમાં અનવરત સંગીત ઉત્પન્ન કરી રહ્યો હતો. માછીઓ પોતાની ખીચડી રાંધવામાં પડયા હતા. અશોક, પ્રેરણા વગેરેએ તો પોતાનું જમણ કરી લીધું હતું.

ફરવા જવાનું મન થાય એવી ચાંદની હતી. રાજેનબાબુ તથા કુસુમ તો હોડીમાંથી ઊતર્યાં અને હોડીથી થોડે દુર રેતીમાં જઇને બેઠાં. અશોક તથા પ્રેરણા બન્ને વિચારમાં હોડીમાંજ બેસી રહ્યાં.

"ચાલો, આપણે પણ ફરવા જઇએ." પ્રેરણા નિંદ્રામાંથી જાગતાં બોલી ઉઠી.

"ના, ના. નથી જવું." અશોક કંટાળતાં બોલ્યો.

"જવું છે!" પ્રેરણા ભારપૂર્વક બોલી.

"તો ચાલો." અશોકને બહુ દલીલ લંબાવવાની ટેવજ ન હતી.

"મને તમારો ટેકો આપો." અશોક પાણીમાં ઊભો હતો તેને પ્રેરણાએ કહ્યું.

કુસુમ એક ગામડામાંથી ખરીદેલું શાક સમારી રહી હતી. તેની નજીકમાંજ રાજેનબાબુ ગાદલા પર લંબાયા હતા. અશોક સામી બાજુ પર પડેલો હતો. પ્રેરણા બીજા કામમાં મદદ કરતી હતી.

પ્રેરણાની નજર રાજેનબાબુ તથા કુસુમ તરફ ગઇ. અને તેના હોઠ છૂપાવેલા સ્મિતમાં મરડાયા.

રાજેનબાબુના ઘુંટણને અઢેલીને કુસુમ બેઠી હતી. અને રાજેનબાબુ પડયા પડયા જે પંખાથી પોતાને પવન નાખતા હતા તેનો ઘણો પવન કુસુમને જતો હતો તે પણ પ્રેરણા જોઇ શકી. તેને થયું કે બન્ને એક બીજાને અડકવાની એક પણ તક જતી નહોતાં કરતાં. અને તેજ વખતે સહજ રીતે તેની નજર અશોક તરફ ગઇ.

અશોકની આંખો તેના પર કયારનીયે સ્થિર થઇ હતી. પ્રેરણાની આંખ ચૂકાવવા તેણે નજર ફેરવી લીધી પરંતુ પ્રેરણાએ આંખ વડે નિશાની કરી રાજેનબાબુ તથા કુસુમ તરફ જોવા સૂચવ્યું.

અશોક આછું સ્મિત દબાવી રહ્યો પરંતુ તેનાથી રહેવાયું નહિ.

તે બેઠો થયો. "કુસુમબેન, તમે એમ ધારો છો કે તમને બન્ને કોઈ જોતું નથી ?" તે મશ્કરી કરતાં બોલ્યો.

"અને રાજેનબાબુ, તમારા જેવા મહાન માણસને બીજા કોઇ આમ જૂએ તો શું કહે ?" પ્રેરણાએ પણ ઝંપલાવ્યું.

કુસુમ ખસીને બેઠી અને રાજેનબાબુ બેઠા થઇ ગયા.

તે સહેજ હસ્યા અને બોલ્યા, "અમે બન્ને આમ બેસીએ તેમાં પણ શું પાપ છે ?"

પ્રેરણા હસી પડી. "પાપ તો નહિ, પણ લોકોના દેખતાં આમ બેસો તે ઠીક ગણાય ?"

કુસુમ વચ્ચે પડી. "પ્રેરણાબેન, હજુ તમો પ્રેમમાં પડયાં નથી. નહિતર આમ ન કહેત: પેલું કરનાલી હતું ને ! ત્યાં બધાના દેખતાં અમારાથી એવી છૂટ લેવાઈ ગઇ હતી કે બધાં યાત્રાળુઓ જોઇ

રહ્યાં હતાં." કુસુમ રાજેનબાબુ સામે જોઇને હસી.

અશોકે માથું હલાવ્યું, પોતાના અંતરની નિરાશા દબાવવા.

"તમો બન્ને એક બીજાને એવાં તો સમજો છો !" તે બોલ્યો.

"તો તમોને બન્નેને પણ એક બીજાને સમજતાં કોણ અટકાવે છે ?" કુસુમ પ્રેરણા તથા અશોક તરફ વીજળી સમો દ્રષ્ટિપાત કરતાં બોલી.

અશોક શું બોલે ? અને પ્રેરણાના હૃદયમાં જવાબ આવી ગયો, "અમારાં નસીબ !" પણ તે બોલી નહિ.

× × × ×

દૂર દૂરથી સીનોરના ઓવારા દેખાયા. સામે કાંઠે સારસની જોડીઓ આમતેમ ઊડી રહી હતી. પ્રેરણા તથા કુસુમ સઢના થાંભલા પાસે છત્રી તળે બેઠી હતી.

"પ્રેરણાબેન, તમે કેમ કશું કરતાં નથી ?" કુસુમ તેના તરફ દબાતાં બોલી.

"પણ તમેજ કહોને હું શું કરી શકું ?" પ્રેરણા નિરાશાથી બોલી.

"તમે ઘણું કરી શકો. પેલાં સારસ જોયાં ?"

"હા. તેમાં શું ?"

"ક્યાંય જોડલાં વિનાનું વિનાનું એકલું સારસ દેખાય છે ?"

પ્રેરણાની આંખો કિનારા પરનાં સારસો ગણી રહી. ક્યાંય તેને એકલું સારસ દેખાયું નહિ.

પ્રેરણાએ નકારમાં માથું ધુણાવ્યું.

"તો એના ઉપરથી તમારે ધડો લેવાનો છે." કુસુમે ટકોર કરી.

"પણ હું શું કરૂં ?" પ્રેરણા મૂંઝાતી હતી.

"તમો જાણો છો કે અશોક તમને ચાહે છે."

"પણ તે ચાહે છે છતાં આટલા બેદરકાર કેમ રહે છે ?"

'કેમકે તે ડરતા હશે, માટે તમેજ હવે તો આગળ પગલું ભરો" કુસુમ ધીમેથી સલાહ આપતી હતી.

"પણ મને તો પછી છૂટ લેતાં શરમ આવે." પ્રેરણા શરમાતાં બોલી.

"પ્રેરણાબેન, હવે જમાનો બદલાયો છે. પહેલાં પુરુષો છૂટ લેતા. હવેના પુરુષો સ્ત્રીઓથીયે શરમાળ હોય છે."

"પણ આપણને તો ભાઈ શરમ આવે."

"પણ એમાં શરમ શાની ? તમે જાણો છો કે અશોક તમને ચાહે છે; માટે તમે જે કંઇ છૂટ લેશો તે અશોકને ગમશેજ. અશોકને ખબર નથી કે તમે તેને ચાહો છો તેથી તે ડરતા રહે છે."

"ત્યારે મારે હિંમત કરવીજ પડશે. એમને ?"

"હાસ્તો."

"હાસ્તો કહેવું સહેલું છે. જો માથે પડી હોય તો ખબર પડે." કહેતાં પ્રેરણા કુસુમના ખોળામાં મોં સંતાડી ગઇ.

•

---

# ૨૯

થોડે દૂર એકલવાયાં રેતીના ભાડાં પાસે રાત માટે હોડી નાંગરાઇ. દૂર દૂરથી આવતી ચાંદની સ્નિગ્ધતાથી પાણી પર પથરાઇ ગઈ હતી. નર્મદાના વહેણનો ધીમો સ્નિગ્ધ ધ્વનિ વાતાવરણમાં અનવરત સંગીત ઉત્પન્ન કરી રહ્યો હતો. માછીઓ પોતાની ખીચડી રાંધવામાં પડયા હતા. અશોક, પ્રેરણા વગેરેએ તો પોતાનું જમણુ કરી લીધું હતું.

ફરવા જવાનું મન થાય એવી ચાંદની હતી. રાજેનબાબુ તથા કુસુમ તો હોડીમાંથી ઊતર્યાં અને હોડીથી થોડે દુર રેતીમાં જઇને બેઠાં. અશોક તથા પ્રેરણા બન્ને વિચારમાં હોડીમાંજ બેસી રહ્યાં.

"ચાલો, આપણે પણ ફરવા જઇએ." પ્રેરણા નિદ્રામાંથી જાગતાં બોલી ઉઠી.

"ના, ના. નથી જવું." અશોક કંટાળતાં બોલ્યો.

"જવું છે!" પ્રેરણા ભારપૂર્વક બોલી.

"તો ચાલો." અશોકને બહુ દલીલ લંબાવવાની ટેવજ ન હતી.

"મને તમારો ટેકો આપો." અશોક પાણીમાં ઊભો હતો તેને પ્રેરણાએ કહ્યું.

"પણ તમે એમને એમ આવી શકશો." અશોક જર કરતો હતો.

"ટેકો આપો. નહિ તો પાણીમાં એમને એમ કુદી પડીશ !' પ્રેરણાએ ધમકી આપી અને ખરેખર તે હોડીની પાળ પર બેસ કુદવાની તૈયારી કરતી જણાઇ.

"અરે, કરશો નહિ. હું આવું છું." કહી અશોક પાછો હોડ પાસે આવ્યો.

× × × ×

"આપણે કુસુમબેન પાસે બેસવા જઇશું ?" રેતીમાં પ્રેરણાને ઉતારતાં અશોક બોલ્યો.

"નહિ, નહિ. તેઓ ખાનગી વાતો કરતાં હોય અને આપણે દખલ ન કરવી તેજ સારૂં છે." પ્રેરણાનો વિચાર એકલાં ફરવ જવાનો હતો.

"તો ?"

"તો શું ? આપણે જરા ભાઠામાં ફરીએ."

બન્ને ચાંદનીમાં તે રેતીવાળા ભાઠામાં આગળ વધ્યાં. બધે એક અનંત શાંતિ છવાઈ રહી હતી. આખુંયે વાતાવરણ એક સ્વપ્ન જેવી રમણીયતા ધરાવતું હતુ.

"તો અશોક, પછી તમે કંઇ વિચાર કર્યો ?" પ્રેરણાએજ શરૂઆત કરી.

"હું વિચાર કર્યેજ જાઉં છું; અને કશું સમજી શકતો નથી.' અશોક બોલ્યો.

ફરી બે ઘડી શાંતિ ફેલાઈ રહી. બન્ને રેતી ખૂંદતાં ખૂંદત આગળ વધ્યાં.

"અહીં બેસશું ?" પ્રેરણાએ એક એકાંત જગા જોઇ પૂછ્યું. બન્ને ત્યાં બેઠાં.

"તમે કહેતા હતાને કે કેટલાંક એવાં માણસો હોય છે કે જેમના નસીબમાં દુખ નિર્મિત થયેલું હોય છે!" પ્રેરણાજ બોલી.

"હા. ત્યારે મને તેમ લાગતું હતું."

"અને અત્યારે?"

"અત્યારે એમ લાગે છે કે નસીબ કોઈપર પણ હમેશ કફા નથી રહેતું."

"તમે તમારી પોતાની વાત કરો છો?"

"હાસ્તો." અશોક સહેજ હસ્યો.

"એમ? એવું કશું બન્યું છે ખરૂં?"

"જો કે બન્યું છે એમ કહું તો એમાં મારી માન્યતાનોજ આધાર છે. મને ખાત્રી નથી."

"એમ? એવું શું બન્યું છે?"

"એ કે મને આશા થઇ છે કે મારા નસીબમાં હવે સુખ આવશે."

"આશા કે ખાત્રી?"

"આશા, ખાત્રી તો નહીજ."

"ત્યારે હું એક વાત કહું?"

"કહોને?"

"મને લાગે છે કે ઘણાંક માણસો હમેશાં દુઃખ સહન કરવા સર્જાયાં હોય છે."

"શા ઉપરથી એમ કહો છો?"

"મારા પોતાના ઉપરથી."

"કેમ? તમને શું દુખ છે."

"મારું દુખ તમે કેવી રીતે સમજી શકો. અશોક?"

તેનો માર્દવભર્યો ઘેરો અવાજ વાતાવરણની શાંતિ તોડતો હતો." તમે સ્ત્રીના હૃદયની પીડા ક્યાંથી સમજો?"

અશોક પ્રેરણાનું વિષાદમય મોં જોતાં દુખી દુખી થઈ ગયો.

પ્રેરણા ગમગીનીમાં ચૂપ રહી. બન્નેના હૃદયને સ્પર્શતી મિનિટો સરકવા લાગી.

તે છેવટે બોલી, "પેલો પ્રખ્યાત રાસ યાદ છે? તેમાંની એજ લીટી મારું હૃદય વર્ણવશે.

"ઝાડે ઝુલંત કો'ક કોકિલાને માળે,
અંતરની વેદના વર્ણવી હતી." "

પ્રેરણાનો મીઠો રણકતો અવાજ એ ગાઇ રહ્યો.

અશોક લાગણીના દબાણથી વિવશ થઈ ગયો.

"તમે કયાંથી સમજો અશોક," તેના ઘેરા અવાજમાં ઊંડું દર્દ હતું, "તમે એક મારી ક્ષણિક ભૂલથી થયેલા અભિમાનના ઘાને જીવનભર તાજો રાખો છો. તમે સ્ત્રીનું હૃદય જાણતા નથી."

"પરંતુ હું તો એ વાતો વિસરી જવા ઇચ્છું છું!"

"ઇચ્છો છો એટલુંજને! અમે સ્ત્રીઓ હૃદય નીચોવી નાખીએ ત્યારે તમે ફકત ઇચ્છો. તમને ખબર નથી કે તે ભૂલની વિમાસણ કરતાં મેં કેટકેટલી રાત્રીઓ જાગરણમાં ગાળી છે. અને છતાં બહાર નીકળું ત્યારે હસતું મોં રાખવું પડે."

પ્રેરણા ફરીથી બોલી, "અને તમને ખબર છે કે ઉપરથી હસવું, આનંદથી ફરવાનો ડોળ કરવો અને અંદરથી જ્યારે કાળજુ કોરતી વેદના થતી હોય ત્યારે જીવન કેવું અકારું થઇ પડે છે તે?" તે પળવાર શબ્દોની અસર થવા દેવા થોભી, "અંદરના ખાલીખમ હૈયાને છૂપાવીને દુનિયામાં ફરવું તે ભયંકર છે. અશોક, હું આટ આટલું સહન કરૂં છું ત્યારે તમારે લાગણીજ કયાં છે?"

"તમને ખબર છે અશોક મારા હૃદયની ઊંડાણ ભડકે બળે છે?" તે છેવટે બોલી.

અશોકના બધા શક હવે દૂર થઇ ગયા હતા. તેને ખાત્રી થઇ

ગઈ હતી કે પ્રેરણા તેનેજ ચાહતી હતી. અને જ્યારે આટલી હદે તે ખુલ્લી વાત કરે છે તો અશોક પણ શા માટે તેનાં અંતરની વાતો ન કરે ?

"ત્યારે પ્રેરણા, હું ભલે તમારૂં દુખ ન કલ્પી શકયો. પરંતુ મેં ઓછું સહન કર્યું નથી. તમારે ત્યાંથી નીકળ્યા બાદ મેં શું શું સહન કર્યું છે તે તો મારૂં હૃદયજ જાણે છે. હું ખુલ્લે ખુલ્લુંજ બોલું. ખોટું ન લગાડશો. તમારું મારા પરનું આકર્ષણ એટલું બધું હતું કે હું તમને ભુલી શકતો ન હતો. તમને ગૂમાવ્યાં હતાં તે નિરાશા આખા મારા જીવનને કડવાશથી ભરી દેતી હતી.

"તમને ભૂલવા માટે હું દિલ્હી ગયો. ત્યાં રાતને દિવસ કામ કરી કરીને પણ હું તમને ભૂલવા મથ્યો. તમે મારા કપાળમાંની આછી કરચલી તો જોઈ હશે. તે ઉપરથી સમજી શકશો કે મારા હૃદયમાં કેવું તુમુલ મનોમન્થન થયું હશે."

"અને છતાં હું તમને ભૂલી નજ શકયો. મારાં ખૂબ કામથી કીર્તિ મળી, પૈસો મળ્યો. પરંતુ તમેજ કહ્યું તેમ ખાલીખમ હૈયાંની ભૂખ કીર્તિ કે પૈસાથી સંતોષાતી નથી." તેનો સૌમ્ય અવાજ પ્રેરણાના અણુએ અણુમાં ધ્રુજારી કરતો ગયો.

"અને પ્રેરણા, હું તે કાળજુ કોરતી ચિંતાથી હવે ત્રાસ્યો છું. હું તેમાંથી મુકત થવા માગું છું. પ્રેરણા, તમે મને પરણુશો ?' અશોકના અવાજમાં આજીજી અને લાગણી હતાં.

"અશોક," પ્રેરણા મૃદુતાથી બોલી, "હું તમને ચાહું છું. તમારી સાથે હું ન પરણું તે બની શકે ?"

"પ્રેરણા, પ્રેરણા." અશોકનો અવાજ લાગણીથી ખોખરો બની ગયો હતો. "તમે હા પાડીને મારા જીવનને જીવવા લાયક બનાવ્યું છે."

"એવું કશું ન બોલો. તમે ખૂબજ સહન કર્યું છે અને

હવે......" તે વાક્ય અધૂરૂં મૂકી લલચામણું હાસ્ય હસી.

"અને હવે હું ખૂબજ સુખી થઇશ." તે હસીને બોલ્યો.

અને પછી સનાતન કાળથી પ્રેમીઓ જેવી વાતો કરત આવ્યાં છે તેવીજ વાતો કરતાં બન્નેએ રાતના ત્રણ વગાડયા.

* * * *

બન્ને જ્યારે પાછાં હોડી પર આવ્યાં ત્યારે રાજેનબાબુ કુસુમ, માછીઓ—બધાં સૂઇ ગયાં હતાં.

પરંતુ આજની સુવાની ગોઠવણ રોજ કરતાં જુદી થઈ હતી રોજ હોડી વચ્ચેની પાટલીની એક બાજુનાં બે ગાદલાંઓમાં બન્ને પુરુષો સુતા અને બીજી બાજુના ગાદલાંઓમાં બન્ને સ્ત્રીઓ સુતી. પરંતુ આજે એક બાજુના બન્ને ગાદલામાં રાજેનબાબુ તથા કુસુમ સૂઇ ગયાં હતાં.

બીજી બાજુનાં બન્ને ગાદલાંઓ પર ઊભાં ઊભાં પ્રેરણા તથા અશોક એક બીજા સામું જોઇ રહ્યાં. બન્ને જાણતાં હતાં કે પડખે સુતાં તેઓને ઊંઘ આવવાને બદલે અકળામણ થશે.

"હું બેસી કાઢીશ. તમે સૂઈ જાવ." અશોક હોડીની કિનારે પર બેસતાં બોલ્યો.

"ના, ના. સૂઈ જઇએ કંઈ વાંધો નહિ આવે." પ્રેરણ અશોકને નકામો ઉજાગરો કરાવવા માગતી ન હતી.

અશોકે ગાદલાં પર લાંબો થઇને સુતો. અને પ્રેરણાએ ફેંકેલ શાલ તેણે છાતી સુધી ઓઢી લીધી. પ્રેરણા પણ પોતાના ગાદલાંમ બીજી શાલ ઓઢીને સુતી.

પરંતુ પ્રેરણાનું આટલું બધું સાંનિધ્ય અશોકને અકળાવત હતું. તેણે પાસું ફેરવ્યું અને હોડીની બાજુ ભણી મોં કરી સુતે પ્રેરણાએ પણ બીજી તરફ મોં ફેરવ્યું અને બન્ને એમ ઘડી બ

સુવાનો ડોળ કરી પડયાં રહ્યાં.

પરંતુ બન્ને એક બીજાની આટલી નજીક હાજરી અને આવા પ્રસંગોમાં જોઈ અકળાતાં હતાં. બન્નેની ઊંઘ હજારો માઇલ દૂર નાસી ગઈ હતી. બન્નેના હૃદયમાં એક બીજાની બાજુ બાજુ સુવાથી કંઇ અકળામણ થતી હતી.

અશોક પાછું પાસું ફેરવ્યું અને આકાશ તરફ નજર ફેંકતો ચત્તો સુતો. પ્રેરણાએ પણ પાસું બદલ્યું.

ફરી અકળામણ અને ફરી પાસાં ફેરવવાં. અશોકને લાગ્યું કે આ મૂંઝવણમાં આખી રાત સુઇ શકાશે નહિ.

પ્રેરણાનો લાંબો શ્વાસ તે સાંભળી શકયો અને તે જોઇ શકયો કે પ્રેરણા પણ જાગતી હતી.

"મને ખબર પડતી નથી કે મને શા માટે ઊંઘ નથી આવતી." તે પડયાં પડયાં બોલ્યો.

પ્રેરણાની આંખો પણ ખુલ્લી હતી.

"મને પણ કંઇક થાય છે." કહી પ્રેરણાએ અશોક તરફ પડખું ફેરવ્યું.

અશોકે પણ પ્રેરણા તરફ પાસું ફેરવ્યું.

ઉપરથી ચંદ્રની ધવલ જ્યોત્સ્ના બન્નેનાં મોં પર દૂધભર્યું અજવાળું રેડતી હતી. બન્નેની આંખોમાં ઊંઘ ભરાતી હતી, છતાં સુઈ શકાતું નહતું.

અશોકે લાંબો શ્વાસ મૂકયો. તેનું હૃદય કો અગમ્ય લાગણી-ઓથી અકળાતું હતું. ને પોતે તે સમજી શકતો ન હતો.

"કેમ શું થાય છે?" પ્રેરણા અશોકનો શ્વાસ સાંભળી બોલી અવાજે બોલી.

"કંઈ સમજ પડતી નથી." છતાં બન્ને સમજતાં હતાં, કે

આમ મૂંઝવણુ ક્યાં સુધી ચલાવવી ?

ફરી પ્રેરણાનો લાંબો શ્વાસ સંભળાયો. અશોકની લાગણીઓ તેના હ્રદય પર જીત મેળવતી જતી હતી.

તે છેવટે બોલ્યો, "હું તમારા હાથને અડકું તો કશો વાંધો છે ?"

પ્રેરણા વિચારી રહી. એને પ્રેમ કરવાની રીત પણ નહોતી આવડતી ! નહિ તો આવો પ્રશ્ન પૂછાય ? "મને કશો વાંધો નથી." પ્રેરણાએ અંગ્રેજીમાં જવાબ દીધો અને પોતાનો જમણો હાથ અશોક તથા પોતા વચ્ચેના ગાદલા પર સરકાવ્યો.

અશોકનો હાથ તે હાથને મૃદુ સ્પર્શથી પંપાળી રહ્યો. બન્નેની અકળામણ દૂર થઇ ગઇ. બન્નેના હાથ એક બીજાનાં હાથને મૃદુલ સ્પર્શથી ઝણઝણાવતા રહ્યા. બન્નેની આંખો ઊંઘમાં મીંચાવા લાગી.

ધીમે ધીમે બન્નેના હાથો એક બીજાના ગાલ પર ક્યારે સરકી ગયા તે અશોક કે પ્રેરણા બેમાંથી એકેયને ખ્યાલ ન રહ્યો. બન્નેની આંખો અર્ધનીદ્રામાં મીંચાતી જતી હતી. પ્રેરણાનો હાથ અશોકના ગાલ પર, તેના વાળ પર મીઠાશથી ફરતો હતો.

અશોકનાં આંગળા પ્રેરણાના વાળમાં ફરી રહ્યાં હતાં.

આકાશમાંની ધવલ જ્યોત્સ્ના નર્મદાના પાણી પર સુઇ ગઈ; નર્મદાનું પાણી પણ સુઈ ગયું હતું; કિનારા પરનાં ઝાડો પણ સુઈ ગયાં હતાં; કાંઠા પર ઊડનારાં સારસ સારસી પણ સુઇ ગયાં હતાં; આખુંયે વિશ્વ મીઠી નીદ્રામાં સુઈ ગયું હતું.

અને એક બીજાનો અણુમોલ સ્પર્શ અનુભવતાં એ પ્રણયીઓ પણ સુઈ ગયાં હતાં.

—:સમાપ્ત:—

ધરી રાજ્યો પ્રજાનું નૈતિક બળ ઓછું કરવા જુદા જુદા સાધનોનો ઉપયોગ કરે છે. આથી નેશનલ વૉર ફ્રન્ટની પ્રાથમિક નેમ એ છે કે લોકોની આ શકિત ટકાવી રાખવી અને ધરી રાજ્યોની હેવાનિયતભરી શકિતનો સામનો કરવા માટે પ્રજામત કેળવવો. આ ફ્રન્ટની તેથી ફરજ છે કે પ્રજામાંથી બ્હીક યા ધાસ્તી કાઢી નાંખવી, નૈતિક બળ ટકાવી રાખવું તેમજ નિરાશાવાદીઓની મનોવૃત્તિને ફાવવા દેવી નહિ

ભય ફેલાવનારાઓ સામે પણ આ ફ્રન્ટને હંમેશ લડાઈ કર્યા કરવાની છે. વળી લોકોની સલામતી સાચવવા માટે તથા જીવનની જરૂરીયાતોને પહોંચી વળવા માટે એકત્ર કરી સમજુત કરવાની પણ આ ફ્રન્ટની ફરજ છે

વેરી રાજ્યોના જુલમાટ અને આક્રમણના શ્રાપ જગતમાંથી દૂર થાય એ જોવાનુ આપણ દરેકનું કાર્ય છે. આ કાર્યમાં દરેક પ્રકારના શહેરીઓ ખરેખરી મદદ આપી શકે છે. એ મદદ કેમ આપી શકાશે તે નેશનલ વૉર ફ્રન્ટ તમને બતાવે છે.

હિંદુસ્તાનનો વતની થવામાં હું મગરૂર છું તેથી હું ખરા ભાવથી પ્રતિજ્ઞા લઉં છું કે મારે હારની મનોવૃત્તિને જડમૂળથી ઉખેડી નાખવી અને ભય ફેલાવતી ગપોને દાબી દેવી; હિંદુસ્તાનની ઇજ્જત ને સહીસલામતી ઉપર જે દરેક ભય ઝઝુમતો હોય તેની સામે થવું ને તેનો અનાદર કરવો, ને દરરોજ આપણી જીત થવાનીજ છે એવી પાકી ખાત્રી રાખી મારૂં કર્તવ્ય કર્યા જવું.

હિંદુસ્તાનનો યુદ્ધ મોરચો.